'ધૂમકેતુ'ની 'યુગદર્શન ગ્રંથમાલા' પુસ્તક અઠાવીશમું [૨૮]

# વાતાયન

['સર્જન ચિંતન' 'જીવનચક્ર' પછીનો ત્રીજો સંગ્રહ]

ધૂમકેતુ

અઢી રૂપિયા

સોલએજંટ,

ગૂર્જર ગ્રન્થરત્ન કાર્યાલય : ગાંધીરોડ : અમદાવાદ.

## પ્રસ્તાવના

કેટલાંક લખાણો અને નિબંધો આંહીં સંગ્રહેલા છે બીજા સંગ્રહમાંથી આમાં ઔચિત્યને કારણે બે ત્રણ લેખો લીધા છે, તે સિવાયના સઘળા, પુસ્તકાકારે પ્રથમ પ્રગટ થાય છે.

ખાનપુર : અમદાવાદ.

ધૂમકેતુ

અ નુ ક્ર મ



આની સાથે સાથે વાંચવા લાયક 'જીવન ચક્ર' 'સર્જન અને ચિંતન' 'રજકણ' 'જલબિંદુ'.

# સાહિત્યના લોકપ્રિય પ્રકારો

સાહિત્યના અમુક પ્રકારો હમેશાં લોકપ્રિય રહ્યા છે. પંડિતોએ તો એટલા માટે એ પ્રકારોની—અર્ધદગ્ધો માટે ને સ્ત્રી માટે—એમ સૂત્રાત્મક ભાષાથી હળવી ઉપેક્ષા પણ કરી છે. સાહિત્યના આ પ્રકારો—નવલિકાઓ—અને નવલકથાઓ—પ્રત્યે અને એમની વધતી જતી લોકપ્રિયતા પ્રત્યે, વિચારકો ને ચિંતકોએ હમેશાં ચિંતા દર્શાવી છે. પુસ્તકાલયોએ વાંચનારાઓના વર્ગમાં એ વર્ગની અધિકૃત પિછાની છે. વર્તમાનપત્રોમાં છૂટાછવાયા મણકા લખનારાઓને પણ આ લોકપ્રિયતા ખૂંચી છે. રાજદ્વારી પુરુષોને સાહિત્યના આ પ્રકારો ભયંકર લાગ્યા છે. સંસ્કારવાંછુઓને એમાંથી સમાજના વિનિપાતની કેડી મળી છે. મુરબ્બીઓને અને વડીલોને એ પુસ્તકો સંતાડવા માટે કબાટો પણ સહીસલામત લાગ્યાં નથી. થોડાં વર્ષો પહેલાં, બહુ સંસ્કારવાંછુ કુટુંબોમાં 'ગુજરાતનો નાથ' કોઈ છોકરું વાંચી ન બેસે એની ચિંતામાં એક શિક્ષકે અનેક જાગરણો કર્યાં હતાં અને આધુનિક અહિંસા અને સત્યના ધામ સરખી વિદ્યાપીઠમાં 'પૃથ્વીવલ્લભે' મચાવેલી વિહ્વળતાથી કેટલાકને તપશ્ચર્યા કરવી પડી હતી. આટલું છતાં સાહિત્યનો એ પ્રકાર લોકપ્રિય મટી શક્યો નથી, અને પંડિતોની અત્યંત ડાહી સલાહ છતાં, લોકો વાર્તાસાહિત્યના વાચનમાંથી નવરા થયા નથી. એટલે એ પ્રકાર રહેવાનો છે એમ ધારીને, એ અનિવાર્ય

સ્થિતિનો લોકસંગ્રહ માટે શી રીતે ઉપયોગ થઈ શકે એ વિચારણાનો વિષય બની શકે. અત્યાર સુધી હરિજનોને ગણતા તેમ એ પ્રકારોને અસ્પૃશ્ય ગણવાથી તો એ બમણા વેગ વડે પ્રવેશ પામે છેઃ કારણ કે તરુણોને ઈશ્વરે કલ્પના આપી છે, અને એ સમયે એમને માટે અને એમના જેવા માટે સાહિત્યનો જે પ્રકાર વધુ આકર્ષક થઇ શક્યો છે તે પ્રકાર વાર્તાઓનો જ રહ્યો છે.

પરંતુ નવલકથા કે નવલિકાઓ લોકપ્રિય થઇ છે માટે એક તરફથી પંડિતો એમના પ્રત્યે ઘૃણા દર્શાવીને બેસી રહે એ જેમ યોગ્ય નથી, તેમ બીજી તરફથી એ પ્રકારના વાચનમાં કાંઈ શ્રમ પડતો નથી માટે લોકો એ વાંચ્યા કરે એ પણ બરાબર નથી. તેમ જ એ પ્રકાર લોકપ્રિય હોવાથી, થોકબંધ પુસ્તકો માત્ર એ વિષયનાં જ બહાર પડે ને લોકસંસ્કારિતાનું ધોરણ નીચે જતું જાય એ પણ યોગ્ય નથી. એટલે એનો ખરો ઉપાય એ હોઈ શકે કે ખરેખરા સમર્થ અને પ્રખર ચિંતકોએ પણ એ વિષયમાં પોતાનો હાથ અજમાવી લોકની અભિરુચિને કાંઈક ધોરણ આપવું ઘટે.

ટૉલસ્ટૉય જેવાએ નવલકથાઓ લખી છે, ટાગોર જેવાએ લખી છે, તો પછી આપણા પ્રખર ચિંતકો આ વિષયને, બીજી રીતે છણાવટ કરી, જેમ નિર્માલ્ય સાહિત્યથી બચવા લોકોને અંગુલિનિર્દેશ કરે છે તેમ, એ પ્રકારમાં પોતાની સમર્થ કૃતિઓ આપી કાંઈક ધોરણને ઊંચું લેવાનો પ્રયત્ન પણ ન કરે? નવલિકા અને નવલકથાઓનાં પ્રકાશન જોઈએ તે કરતાં વધારે થાય છે એ હકીકત સૌને જાણીતી છે: પ્રકાશક-સંસ્થાઓ એ બે પ્રકાર સિવાય ત્રીજા કોઈ પ્રકારનું સાહિત્ય બહાર પાડવા ખુશી નથી એ પણ સર્વવિદિત છે. પરંતુ અત્યારે સાહિત્ય પ્રત્યે લોકોમાં જે અભિરુચિ, રાજદ્વારી આંદોલનોને અંગે, જાગ્રત થઈ છે, તે અભિરુચિને સ્થાયી બનાવવી હોય તો સમર્થ ને પ્રતિભાશાળી ચિંતકોએ પણ, નવલકથા, નવલિકા ને જીવનચરિત્રો ઉપર હાથ અજમાવવાનો ધર્મ જતો ન કરવો. કોઈક કહેશે, આ તો

આજ્ઞાનુવર્તી સાહિત્યનું નિર્માણ થયું, અને તેથી તેમાં નૈસર્ગિક તેજ નહિ આવે; પણ ભૂલવું ન જોઈએ કે જે પ્રકારના સાહિત્ય માટે માંગ થાય તે પ્રકારનું સાહિત્ય રાજદ્વારી પુરુષો તો ઘણી વખત સફળતાથી આપી શક્યા છે. એટલે આવો પ્રયત્ન થોડોઘણો કઢંગો શરૂઆતમાં થાય તોપણ, પરિણામે તો સાહિત્યની અભિરુચિના ધોરણમાં વિશિષ્ટ તત્ત્વ દાખલ કરનારો થઈ પડશે.

અને એક બીજી વસ્તુ પણ છે. ટાગોરે ક્યાંક એક સુંદર વાક્ય કહ્યું છે કે, દેશને માટે સર્વોત્તમ શક્તિ વાપરનારા જ દેશને માટે સર્વોત્તમ લાભ મેળવી શકવાનો અધિકાર પ્રાપ્ત કરે છે. આપણા રાષ્ટ્રનિયોજનની એટલી તો વિશાળ જરૂરિયાતો છે કે એમાં હરકોઈ ક્ષેત્રમાં પોતાની સર્વોત્તમ શક્તિ પ્રામાણિકપણે વાપરનારો માણસ કોઈ ને કોઈ રીતે રાષ્ટ્રસેવા કરી જ રહ્યો છે એમ કહી શકાય. રાજદ્વારી પુરુષોને, ઘણી વખત કવિઓ, લેખકો, નવલકથાકારો એમના રાષ્ટ્ર-નિયોજનમાં નિરુપયોગી માલૂમ પડ્યા છે; ને વળી એમની દૃષ્ટિએ તો એ ક્રિયાત્મક જીવન ન ગાળનારા આળસુ પણ જણાયા છે, પરંતુ જે કોઈ માણસ, પોતાને મળેલ સર્વોત્તમ શક્તિનો, ફળનો ખ્યાલ કર્યા વિના, સ્રોત વહાવે છે, તે એક રીતે પોતાનો સ્વધર્મ જ પાળી રહ્યો છે, ને તેથી, ભાષણખોરીના આ જમાનામાં એ આળસુ લાગે તોપણ, રાષ્ટ્રનિયોજનનો પોતાનો ફાળો પોતાની રીતે આપી રહ્યો છે એમ કહી શકાય. આટલી આડકતરી વાત દ્વારા મૂળ જે સૂચના હતી તેના ટેકામાં કહી શકાય કે, સાહિત્યનો કોઈ પણ પ્રકાર પોતે ક્ષુલ્લક નથી, નવલકથાઓ કે નવલિકાઓ પણ ક્ષુલ્લક નથી, એ પ્રકારને લખનારાઓ ક્ષુલ્લક બનાવે છે. પણ એ પ્રકાર એવી રીતે ક્ષુલ્લક થઈ ગયો હોય તોપણ, સમર્થ વ્યક્તિઓએ પોતાના સામર્થ્યથી એને ફરી ઊર્ધ્વગામી બનાવવો, એ સાચી વિચારણા છે. સાહિત્યમાં નવલકથાઓ દ્વારા તો જીવનના અટપટા પ્રશ્નોની છણાવટ થઈ શકે અને સંસારપ્રશ્નોનું જે સમાધાન મિત્રો કે સગાંવહાલાં દ્વારા

શક્ય નથી તે સમાધાન એમાંથી મળી શકે—નવલકથાઓ તો નવી પ્રજાને જન્માવે. એટલે જરૂરિયાત, લલિત સાહિત્યના આ પ્રકાર પ્રત્યે ઘૃણા દર્શાવવાની નહિ કે મુરબ્બીવટધારેલી ઉપેક્ષાની પણ નહિ, પરંતુ એ પ્રકારની ઉન્નતિમાં સક્રિય ફાળો આપવાની છે. રાજદ્વારી પ્રશ્નોની છણાવટ કરતી નવલકથાઓ આપણે ત્યાં છે જ ક્યાં? આપણા સાંસારિક પ્રશ્નોને નવા યુગમાં ઘટાવવાનો પ્રયત્ન કરતી નવલકથાઓ પણ ક્યાં છે? ખરી રીતે તો આપણે ત્યાં નવલકથાઓનું સાહિત્ય હજી વધુ ખેડાય એ જરૂરી છે. એટલા માટે તો ઉત્સાહી સંસારસુધારકો, સાહિત્યકારો ને રાજદ્વારી પુરુષો ત્રિવેણીસંગમ સાધે એ જરૂરનું છે. એ લલિત પ્રકાર પ્રત્યે ઘૃણા દર્શાવવાથી તો કોઇ હેતુ નહિ સધાય.



# સાહિત્ય અને લખાણ

હરેક જમાનો પોતાના આગલા જમાનાના ગુણ અને દોષ એ બન્ને સાથે લઇને જ જન્મે છે. જમાને જમાને માણસની શક્તિ અને અભિરુચિ ફરતાં રહે છે, એટલું જ નહિ, કેટલીક વખત ફેરફાર એટલા ઝડપી હોય છે—ખાસ કરીને મંથનયુગમાં—કે આજે જે વસ્તુનું અતિ મહત્ત્વ લાગે,—એ જ વસ્તુનું કાલે કાંઈ જ મૂલ્ય ન હોય. આવું બને છે ત્યારે સમાજમાં બે ભિન્નભિન્ન પ્રકૃતિ અને પ્રવૃત્તિનાં બળો ઉત્પન્ન થાય છે. એ બે બળો વડે વર્ગવિગ્રહ ઉત્પન્ન થાય છે, અને એક વર્ગની અભિરુચિ અને શક્તિ એ બીજા વર્ગને મન અશક્તિ અને અનભિરુચિના વિષય બની જાય છે. જો કે થવું તો એમ જોઇએ કે એક વર્ગે બીજા વર્ગની અશક્તિના દર્શનમાંથી પોતાના સામર્થ્યની મર્યાદા પિછાનીને વધારે સમર્થ થવાનો પ્રયત્ન કરવો જોઇએ. પણ એમ બનતું નથી. ઉડાઉ અહંગગીર એ વ્યાજડાહ્યા વાણિયાની મશ્કરી જ કરતો રહે છે. જે વસ્તુસ્થિતિ સમાજના ક્ષેત્રમાં પ્રવર્તી રહી છે, એ જ સાહિત્યના ક્ષેત્રમાં પ્રવર્તે છે; એટલે સાહિત્યમાં પણ સામાજિક જીવનના પડઘારૂપ બે બળો ઉત્પન્ન થાય છે. અને જો એ બે બળો પોતપોતાના વિષયનો ઉત્કર્ષ સાધવાને બદલે બીજાના અપકર્ષમાં જ આનંદ લેતાં થાય છે, તો પરિણામે સાહિત્યનો પ્રવાહ નિર્માલ્ય, કટાક્ષભર્યો, વિનાશક, અને અપરસપૂરક થઈ જાય છે.

આમ થવાનું કારણુ એટલું જ છે કે સાહિત્યની જન્મભૂમિકા વિષે લોકોને ખોટો ખ્યાલ હોય છે.

કેટલાક માને છે કે સાહિત્ય એ જીવનવિગ્રહમાંથી ઉત્પન્ન થનારો પદાર્થ છે. બીજા માને છે કે જીવનભીરુતામાંથી એ જન્મે છે. પહેલો વર્ગ પોતાને વાસ્તવવાદી ગણીને આનંદે છે ને બીજાને જીવનભીરુ માને છે. બીજો વર્ગ પોતાને આદર્શવાદી ગણીને આનંદે છે ને પહેલાને રસાભાસી ગણે છે. ખરી રીતે સાહિત્ય એ જીવનવિગ્રહમાંથી પણ નહિ, જીવનભીરુતામાંથી પણ નહિ, જીવનના આનંદમાંથી ઉત્પન્ન થતો પદાર્થ છે.

જીવનનો આ આનંદ એ શું છે? એ ક્યાંથી આવે છે? ચાર આનાના ચેવડા ઉપર મિત્રો બેઠા આનંદ કરે એ આનંદ જીવનનો આનંદ છે? કે ત્રણ પૈસાનો ચા પીતાં વાતો કરે ને વિષયચર્ચા કરે એ જીવનનો આનંદ છે?

જીવનના જે આનંદમાંથી સાહિત્ય જન્મવું જોઇએ એ માણસની પોતાની વિશિષ્ટ શક્તિનો આનંદ છે. એ દૃષ્ટિનો આનંદ છે—જે દૃષ્ટિ એને મળી છે ને બીજા પાસે નથી. પણ એ એકાકી, જનતાને ઉપેક્ષાથી જોનારો, માણુસભીરુ માણુસનો આનંદ નથી. એ આનંદ જે એને મળ્યો છે એ બીજા સાથે વહેંચી લેવા માટે છે. બીજાને એ દર્શાવવા માટે, એણે કોઇક રીતે પોતાની જાતને વ્યક્ત કરવી પડે છે. અને એવી રીતે માણુસ જ્યારે પોતાને વ્યક્ત કરે છે ત્યારે **સાહિત્ય** ઉત્પન્ન થાય છે.

ઘણી વખત જ્યારે આ **આનંદનું** સ્વરૂપ કલ્પનાતીત હોય છે ત્યારે ભક્ત નરસિંહ ને મીરાં જેવી વાણી મળે છે.

એટલે સાહિત્યના પણ ખરી રીતે તો બે પ્રકાર છે. અને એ બે પ્રકાર અને એના વિવિધ સામર્થ્યની ખબર નહિ હોવાથી જ, વર્તમાન રંગમાં રાચનારા સાહિત્યકારો, પોતપોતાની મર્યાદા પ્રકટ કરીને, બીજા વિષે કાં તો અતિશયોક્તિભરેલી પ્રશંસા કરે છે, અથવા તો કેવળ નિંદા કરે છે.

સાહિત્યનો આનંદ એ ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ આનંદ છે. હિમાલયના

ઉત્તુંગમાં ઉત્તુંગ શિખરને પહોંચવાને જેમ અનેક શિખરો ઉપર માણસને વિજય મેળવવા પડે છે, તેમ આ આનંદ પ્રાપ્ત કરતાં પહેલાં માણસને પોતાની જાત ઉપર ને પોતાની સામાજિક સ્થિતિ ઉપર અનેક પ્રકારના કાબૂ મેળવવાના હોય છે. સૌ સાહિત્યકારો આ પ્રયત્ન કરનારા મનુષ્યો છે. એમાંથી કોઇ એક શિખર ઉપર છે, કોઇ બીજા શિખર ઉપર છે. ઉત્તુંગ શિખર ઉપર પહોંચવું એ તો ધ્યેય છે. એ આનંદ-પ્રાપ્તિ સૌને માટે શક્ય ન પણ હોય. પણ જે આનંદ પોતાને મળ્યો નથી, એ આનંદ હોઇ જ ન શકે, એમ તો માત્ર પ્રયોગભીરુ હોય તે જ બોલે.

જે વસ્તુ પોતાને મળી નથી તે વિષે વિવેચના કરવી એ પણ એક પ્રકારની ધૃષ્ટતા છે. મીરાં કે નરસિંહનાં કાવ્યો ઉપર ટીકા ને શબ્દાર્થ ઘણા કરી શકે: ખરી રીતે એનું વિવેચન માત્ર એ જ મનુષ્ય કરી શકે જે એ વિચારસરણીમાં માનતો હોય અને જેણે પ્રયોગથી થોડો પણ અનુભવાનંદ પ્રાપ્ત કર્યો હોય. બાકી તો લેખ લખાય કે એ ભક્તિયુગ હતો—ને સામાજિક બળોનો એમને ખ્યાલ ન હતો—ને એમણે જનતા વિષે કાંઈ ન લખ્યું—વગેરે વગેરે. એવા અપૂર્ણ લેખો જ બતાવે છે કે એક સાહિત્યકાર પોતાની પ્રગતિમાં હજી ક્યા શિખર ઉપર ઊભો છે ને એનો કેટલો માર્ગ હજી બાકી છે.

કોઇએ સરસ રીતે મૂક્યું છે કે:

'સુંદરતાનો ખ્યાલ આવે ત્યારે જ બીજો ખ્યાલ જન્મે છે: વિરૂપતાનો. નીતિના ખ્યાલથી અનીતિનું ધોરણ અસ્તિત્વમાં આવે છે. એટલે એક વસ્તુના કે ભાવનાના અસ્તિત્વ વડે જ બીજી નિષેધાત્મક વસ્તુ કે ભાવનાનું ભાન થાય છે. જો સુખ છે, તો જ અ-સુખ છે. જો સત્ય છે, તો જ અ-સત્ય છે. એક વસ્તુ લાંબી ત્યાં સુધી જ છે જ્યાં સુધી એનાથી ટૂંકી બીજી વસ્તુ અસ્તિત્વમાં છે. ઊંચી વસ્તુના ખ્યાલથી નીચી વસ્તુનો ખ્યાલ આવી શકે છે.'

એટલા માટે સત્ય પ્રત્યે અભિરુચિવાળા પ્રાજ્ઞજનો એ બન્નેથી પર રહે છે—કાર્ય-અકાર્ય,'શબ્દ-અશબ્દ, વસ્તુ-ભાવના સઘળાંથી પર.

કારણ કે સત્ય સુખમાં પણ નથી, અસુખમાં પણ નથી; નીતિમાં પણ નથી, અનીતિમાં પણ નથી. એ બન્ને ભાવના ન જ જન્મે એવી ચિત્તની અત્યંત પ્રશાંત અવસ્થા, જેને સુખ સ્પર્શતું નથી, અને તેથી જેને અ–સુખના અસ્તિત્વનો ક્ષોભ નથી–એવી અત્યંત પ્રશાંત અવસ્થામાં સત્ય વસી રહ્યું છે. આ અવસ્થામાં પ્રજ્ઞા, પ્રેમ ને પ્રાણ—ત્રણ એક જ સ્વરૂપ થઈ રહે છે.

ભાગવતમાં જે અવસ્થા શુકદેવની વર્ણવી છે એ આનો ખ્યાલ આપે છે.

એટલે જે ચિત્ત સર્વદેશી હોય અને છતાં બાળક જેવું હોય, એ જે ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ આનંદ પ્રાપ્ત કરે, અને એ જીવનના આનંદમાંથી જન્મે તે સાહિત્ય—અને બાકી બધું લખાણ.

સાહિત્ય અને લખાણ વચ્ચેનો આ તાત્ત્વિક ભેદ આપણી સમક્ષ રહે તો એનું મૂલ્યાંકન કરવાની આપણી દૃષ્ટિમાં પરિવર્તન થાય. આ જમાનામાં, લખાણ એટલે સાહિત્ય, એ દૃષ્ટિ આવવાથી એક પ્રકારની અરાજકતા ફેલાઈ ગઈ છે. અને તેથી ખરી રીતે તો જેમાં માત્ર પ્રાસંગિક ચલણી વિચારોનું પ્રદર્શન હોય છે એવા લખાણમાત્રને યુગદર્શન કરાવનારું ગણવાની આપઘાતી પ્રથા આવી ગઈ છે. સાહિત્ય નિર્માલ્ય થાય—અથવા પ્રાસંગિક ચલણી વિચારો સિવાય વધારે ઉન્નત કે ઊંડા વિચારો ગ્રહણ કરવાની અશક્તિ એમાં આવે–તો છેવટને સરવાળે તો પ્રજાનો એમાં હ્રાસ જ થાય છે. યુગદર્શન કરાવનારું સમર્થ સાહિત્ય આપણી વચ્ચે હોય એ જેટલું જરૂરી છે એટલું જ લખાણને પણ યુગદર્શનના રંગથી રંગવાનું જરૂરી છે, એ સૌ કોઈ સમજી લે: છતાં સાહિત્યને નીચી કોટિએ મૂકવા કરતાં લખાણને ઊંચી કોટિએ લઇ જવાનો પ્રયત્ન થાય, એમાં પ્રજાકીય વિકાસનું બીજ રહ્યું છે.

# કલાકારની નિષ્ક્રિયતા

સાહિત્યકાર, કલાકાર કે હરકોઈ માનસી ક્રિયાના ઉપાસક ઉપર અત્યારે જો કોઇ મોટામાં મોટો દોષ આરોપાતો હોય તો તે તેની નિષ્ક્રિયતા વિષેનો છે. ક્રિયામાત્ર ઉપકારક છે માટે તેણે ક્રિયા કરવી એમ કોઈ કહેવા માગતું નથી; પણ પોતે જે વસ્તુને અંદર જુએ છે તેને બહાર મૂર્ત કરવાની ક્રિયામાં એ પોતાનો ફાળો લૌકિક દૃષ્ટિએ આપી શકતો નથી અને એટલા માટે એનું આંતરદર્શન એ મિથ્યા સ્વપ્ન રહે છે.

આ આરોપ સામે એક પક્ષ કલાકારની તટસ્થવૃત્તિનો ઉલ્લેખ કરે છે. અને તેથી કલાકારનાં આંતરદર્શન અને નિષ્ક્રિયતા વચ્ચે એમને વિરોધાભાસ લાગતો નથી. બીજો પક્ષ આ તટસ્થવૃત્તિને જ નબળાઇ માને છે, ને કલાકારનું સ્વપ્ન મિથ્યા, ભ્રામક ને મોહક ગણે છે.

જુદાંજુદાં દૃષ્ટિબિંદુઓ રજૂ કરતી આ વૃત્તિમાંથી જ કેટલેક અંશે ભાવનાવાદ ને વાસ્તવવાદનો જન્મ પણ થયો છે.

આ સઘળી વિવેચનાનો જન્મ એટલા માટે થયો છે કે ખરેખરા અર્થમાં મહાન એવો કોઈ કલાકાર અત્યારે જન્મતો નથી—[ આ જગ્યાએ ‘ કલા ’ શબ્દ સઘળી માનસી ક્રિયા પરત્વે વાપરેલો છે. ] —એટલે એવી એક પ્રકારની શૂન્યતાને લીધે અનેક જાતની તોફાની વૃત્તિઓનું ઘર્ષણ કલાના ક્ષેત્ર ઉપર થઈ શકે છે. ખરેખરા અર્થમાં મહાન કલાકાર, એક રીતે કહો તો, યુગપરિવર્તનની ઘડી ઉપર જ દેખા દે છે ને એવા સત્ત્વસર્જન માટે કુદરત પણ, એનો સમય આવ્યા વિના,

વંધ્યત્વ અનુભવે છે. આ વસ્તુ કોઇને અવૈજ્ઞાનિક લાગવાનો સંભવ છે ખરો, પણ અત્યારનું વિજ્ઞાન આંકડાની સાબિતી સ્વીકારે છે એ જોતાં, હિંદુસ્તાનપૂરતી વાત કરીએ તો તુલસીદાસ પછી કોઇ મહાન કલાકાર જન્મ્યો નથી, અને એમ ન થવામાં કાંઇક કારણ હોવું જોઇએ. મહાન કલાકાર એ છે કે જે, પોતાની માનસી ક્રિયા પરત્વે એટલા વિશાળ, ચિરસ્થાયી અને મહાન અનુભવોના સાગરમાંથી પસાર થાય છે કે, એનાં એ આંતરદર્શનને એણે આપેલું સ્વરૂપ, અનેક ક્રિયાઓના સંભવસ્થાન જેવું બની રહે છે. એની એ માનસી ક્રિયા એટલી તલસ્પર્શી, ચિરસ્થાયી, સત્ત્વશાળી અને વિશાળ હોય છે કે માનવના હૃદયમાં રહેલી સુપ્ત ક્રિયાત્મક શક્તિને એ પ્રેરે છે, એટલું જ નહિ, પ્રેર્યા પછી પણ, માનવ, વારંવાર પોતાની મુશ્કેલીઓનો તોડ એમાં જુએ છે. આવી માનસી ક્રિયાનો જે સ્વામી હોય તે કલાકાર કહેવાય—અને એવા કલાકારની અત્યારે ખામી છે. એટલે જ હરકોઇ માણસ કહી શકે છે કે મિથ્યા સ્વપ્નની ભૂમિ એ કલા ન હોઇ શકે.

કલા માટે જે માનસસાધના કરવી પડે છે, ને એના જન્મ માટે જે તપ, ઉપાસના ને આરાધના કરવી પડે છે, તે અત્યારના જમાનાને અપરિચિત છે.

કદાચ આ પારિભાષિક શબ્દો પણ એને અપરિચિત જેવા છે, અને જેમ પારિભાષિક શબ્દોના પરિચય વિના કોઈ સૂત્રનો મર્મ પકડી શકાતો નથી, તેમ અત્યારે કલાનો મર્મ પણ ગ્રહી શકાતો નથી, અને જે વસ્તુ વિષે માણસને જ્ઞાન હોતું નથી, તે અપરિચિત વસ્તુને જેમ એ ફેંકી દેવાની સહજવૃત્તિ ધરાવે છે, તેમ કલા વિષે એને પરિચય નહિ હોવાથી એને પણ એ ફેંકી દેવા માગે છે. એ કહે છે—આ કલા નહિ, આ સ્વપ્ન નહિ, આ કલ્પના નહિ, આ સૌન્દર્ય નહિ—એમાંથી અમને કાંઇ મળતું નથી. ખરી રીતે માનવમાત્રને જોઇએ એવું આપવાનું તો મહાન કલાકાર પાસે જ હોય છે. કલાને પાછું જીવનમાં સ્થાન પ્રાપ્ત કરાવવું હોય તો મહાન કલાકારોને, મહાન

ભક્તોને, મહાન વ્યક્તિઓને, હરેક મહાન ક્રિયાને—સમજવાનું રહ્યું. ત્યારે જ ખબર પડે કે હજારો ને લાખો ક્રિયાઓ કરતાં પણ વધારે મહાન એવી નિષ્ક્રિયતા હોઈ શકે છે; અને તે માત્ર કોઇ મહાન ક્રિયાવાન સમૃદ્ધ આત્મા પાસે જ હોય છે.

કલાકારની નિષ્ક્રિયતા—એ હજારો અનુભવોનો નિચોડ કૃતિઓમાં મૂક્યા પછી મેળવેલી જરૂરી શાંતિ છે: એ નિષ્ક્રિયતા વિના એ ફરીવાર ક્રિયાવાન થઈ શકતો નથી. પ્રાસંગિક વિવેચન કરનારાઓ જ્યારે કલાનો, વિદ્યાનો, સંસ્કારનો, સંસ્કૃતિનો કે વૈજ્ઞાનિક શક્તિઓનો ઉપહાસ કરે છે, ત્યારે તેઓ પોતે જેના વિષે કાંઇ જાણતા નથી એ વસ્તુઓનો ઉલ્લેખ કરે છે એમ સમજી. લોકોએ કલાદષ્ટિને જીવનમાંથી ગુમાવવી ન જોઇએ. જે પ્રજા એક વખત કલાદષ્ટિ ગુમાવે છે, તેને માટે સર્વસ્વ ગુમાવવું બહુ સહેલું થઇ પડે છે.

કલાદષ્ટિ જ નિત્યજીવનમાં અને નિત્યના કાર્યક્રમની પ્રેરક હોવી જોઇએ.



## શાસ્ત્રીયતા : સરસતા

આ દ્વંદ્વ સનાતન છે. એમની વચ્ચેનો વિસંવાદ પણ સનાતન છે. એ વિસંવાદમાંથી સંવાદ જન્માવવાની આવશ્યકતા પણ યુગયુગજૂની છે. અને જ્યારે જ્યારે એ સંવાદ જન્મે છે—જ્યારે શાસ્ત્રીયતા રસિક બને છે, અને રસિકતા શાસ્ત્રીય બને છે, ત્યારે દુનિયાને કોઈ ને કોઈ મહાન કૃતિ, કોઇ ને કોઈ મહાન પુરુષ, કે કોઇ ને કોઈ મહાન પ્રસંગ જોવાનો મળે છે.

શાસ્ત્રીયતાનો દાવો છે કે એના વર્તુલમાં જે ન આવી શકે તે અનધિકારી ગણાય. રસિકતાનો દાવો છે, કે કોઇ પણ ભોગે મોટું વર્તુલ જન્માવવું એટલે મારું કર્ત્તવ્ય પૂરું થાય છે. એ બન્નેનો સંવાદ સાધવા મથતા હરેક સાધકની વાંછના છે કે એ બન્ને વર્તુલો માત્ર એકબીજાના પરિઘને અડીને નહિ, પણ સમગ્ર રીતે એકબીજાને છાઇને રહે તો એમાં જનતાનું કલ્યાણ છે, જનતાનો ઉત્કર્ષ છે, જીવન અને કલાની સાર્થકતા છે.

શાસ્ત્રીયતા અને રસિકતાનું, આ યુદ્ધે ચડેલું વિરલ દ્વંદ્વ, જીવનના હરેક ક્ષેત્રમાં જુદેજુદે રૂપે અને જુદેજુદે નામે કામ કરે છે. પુરુષ સ્ત્રીને કહે છે: 'એમાં તારો અધિકાર નથી. એ તારો વિષય નથી. એમાં ઝીણવટથી જોવાનું છે.' એની એ વાણીમાં શાસ્ત્રીયતાનો પડઘો છે. સ્ત્રીની રસિકતા એને નિત્યના કઠણ જીવનવ્યવહારમાં

અસ્થાને લાગે છે. પણ જ્યારે એમની જ વચ્ચે સોનેરી કડી જેવી પ્રેમની સાંકળ આવે છે, ત્યારે બન્નેને લાગે છે કે એક વિના બીજાની મહત્તા જ નામશેષ છે.

શાસ્ત્રીયતા અને રસિકતા એ બન્ને ગુસ્સે થયેલાં અને એકબીજાને પીઠ દઇને બેઠેલાં મિત્રો છે. શાસ્ત્રીયતા કવિને કહે છે: આમાં છંદોભંગ છે, યતિભંગ છે, લય નથી, અલંકાર નથી, શબ્દવૈભવ નથી, આ કવિતા નથી. રસિકતા કવિને કહે છે: આમાં છંદની ગુલામી છે, યતિનું દાસત્વ છે, શબ્દોનું પ્રભુત્વ છે, આમાં ઊર્મિ નથી, કલ્પના નથી, લાગણી નથી, આમાં કવિતા નથી.

એ બન્નેનો એક સુંદર સંવાદ સાધવા મથતા સાધકો કહે છે: તમે બન્ને એક બીજાને તાલ આપો, એક બીજાના તાલે સંવાદી નૃત્ય કરો, અને તમે કાંઈક ખરેખરું મહાન જોશો.

શિલ્પી, કલાકાર, સાહિત્યકાર, નાટકકાર, સર્જક, વિવેચક, રાજદ્વારી નેતા, વેપારી, વણિક ને સામાન્ય જન—સૌ એક કે બીજી રીતે જ્યાં બન્નેના સમન્વયને સાધવો જોઇએ, ત્યાં એકાંગી બનીને બીજા અંગને ખોટું કહે છે. જમણી આંખ કહે છે, હું જ જોઉં છું તને જોતાં આવડતું નથી. ડાબી આંખ જવાબ વાળે છે, તું બંધ થઈ જા, તોપણ હું જોવાની જ છું. શાસ્ત્રીયતા અને રસિકતાનો આ વિસંવાદ હરેકે હરેક ક્ષેત્રમાં પ્રવેશ કરીને મનને કલુષિત બનાવે છે, જનતાને અરસિક બનાવે છે, અભ્યાસીઓને જનતાપરાઙ્મુખ બનાવે છે, સમાજને અભ્યાસીની મશ્કરી શિખવાડે છે, અપરસને રસ ગણાવે છે, ટીખળને નાટક કહેવરાવે છે, અને હરેક પ્રકારના જીવનવ્યવહારમાં દૃષ્ટિવિહીનતા જન્માવી, પ્રજાને કલ્પનાહીન, પામર અને નિષ્ક્રિય બનાવે છે. સિનેમાવાળાઓ, રસિકતા માટે ને જનતાને આકર્ષવા માટે કહે છે તેમ, શાસ્ત્રીયતાને ત્યાગે છે; નાટકઘરો એટલા માટે જ ઊંચી ભાવનાને અડકતાં નથી. 'જર્નાલીઝમ' ચલાવનારા એટલા માટે જ—એટલે કે લોકોને આકર્ષવા માટે જ—અતિ સામાન્યને અપનાવે છે.

વાર્તાઓ એટલા માટે, હોય તેવું જ આપતાં, કાંઈ જ આપતી નથી. નવલકથાઓ, રસિકતા મરી ન જાય, એની ચિંતામાં બે બૈરી ને એક પુરુષ કે એક પુરુષ ને બે બૈરી, એ પ્રેમત્રિકોણમાંથી મુક્ત થતી નથી. અને જે લોકોને આકર્ષવા માટે આટલું બધું કરવામાં આવે છે, એ લોકો છેવટે તો હજી આમ કરતાં કાંઈક સહેલું, હલકું ને ટીખળી આપો, એવી માગણી મૂકે છે.

હવે તો આ બન્ને—શાસ્ત્રીયતા અને રસિકતા—આ બન્ને અને એવાં પણ બીજાં અનેક દ્વંદ્વો સમન્વય સાધવા જેટલી શકિત બતાવે, એક બીજાનાં વર્તુલને વધારે ને વધારે પાસે લાવે, તો જ જે યુગ-પરિવર્તનનું સ્વપ્ન છે તે સાચું બની શકે.

અને આ સમન્વય એકબીજાના દષ્ટિબિન્દુનો ત્યાગ કરીને સાધી શકાતો નથી એ એની ખૂબી છે. જેણે એ સમન્વય સાધવો હોય, તેણે પોતાના વર્તુલને એટલું મહાન બનાવવું કે બીજું વર્તુલ એમાં સમાઈ જાય. એવી રીતે એ બન્ને વર્તુલો, એકીસાથે, એકબીજાને ભેટવાનો પ્રયત્ન કરે, તો એમનાં સર્વ બિંદુઓ એકબીજામાં સમાઈ જઇને, સમરસ થઈ એક એવી પ્રસન્નતા જન્માવશે કે જેમાંથી પ્રજાના સાચા ઉત્કર્ષની મહાન વસ્તુઓ જન્મશે.

જે જે કૃતિઓ લોકપ્રિય પણ થઇ છે ને લોકોત્તર પણ રહી છે, એ સઘળી જ કૃતિઓ, કોઈ મહાન આત્માનો આ બન્ને દષ્ટિ-બિંદુઓ સમજવાનો પ્રયત્ન હતો. સર્જક, કોઈ મહાન સ્વપ્નથી પ્રેરિત થઇને, જે પોતે અનુભવ્યું, તે બીજાના અનુભવમાં મૂકવા માટે જ વાણીનો કે પોતાની શકિતને અનુકૂળ એવા કોઈ સાધનનો આશ્રય શોધે છે, ત્યારે જ એ સર્જક છે; પોતાની ક્ષુદ્રતા, પોતાની લઘુતા, પોતાના નાના ડંખો, પોતાનું અવિકસિત વ્યકિતત્વ એને અકાળે પ્રકટ કરવા મથવું, એમાં કલા નથી, કલાભાસ પણ નથી, એ તો એક પ્રકારનો હલકટ અભિમાનને સંતોષવાનો પ્રયત્ન છે.

શાસ્ત્રીયતા જીવનની શુદ્ધિ અને ક્ષણે ક્ષણની જાગૃતિ માગે છે:

રસિકતા શુદ્ધિનો પવિત્ર આનંદ અનુભવવાની શક્તિ અને વિરલ ક્ષણોને પોતાની કરી લેવાની તત્પરતા માગે છે. એકના વિના બીજું અપૂર્ણ છે, એટલું જ નહિ, નિર્માલ્ય અને નિષ્ફળ પણ છે. એકાંગી વિકાસ એ જીવનની અપૂર્ણતા છે. એ એક પ્રકારનો વિકાર છે. એટલા માટે વૈયાકરણી જેવા અરસિક શાસ્ત્રીય અભ્યાસીઓ પાસે, સુંદરી કવિતા ઢળતી નથી અને શાસ્ત્રીયતા વિનાના તરંગી કે અમરંગી, સ્વચ્છંદી અનભ્યાસીઓ પાસે પણ એ જતી નથી.

સમગ્ર જીવનનો ખ્યાલ શાસ્ત્રીયતા વિના નથી. અને એનો સમગ્ર વિકાસ રસિકતા વિના નથી.



## જીવનની અકિંચનતા

જીવનમાં મહાન પ્રશ્નોના ઉકેલ માટે મથવું એમાં એક પ્રકારનું વીરત્વ છે; મહાન સ્વપ્નોની ભૂમિકાઓ રચવી એમાં વીરત્વ છે; જ્યાં સઘળાંને સ્પષ્ટ પરાજય દેખાય ત્યાં આશા ને શ્રદ્ધા રાખવાં એમાં પણ વીરત્વ છે; પરંતુ એ સઘળાં વીરત્વોની તુલનામાં આવે એવું વીરત્વ તો જીવનના હમેશના નાના પ્રશ્નોને પણ,અમુક ભાવનાત્મક દૃષ્ટિકોણથી જોવામાં રહ્યું છે, એનો ઘણાને ખ્યાલ નથી હોતો. એટલે બને છે એવું કે મનુષ્ય ગગન તરફની દૃષ્ટિમાં, પૃથ્વી ઉપરનો એનો રસ ખોઇ બેસે છે. સામાન્ય જનસમૂહ આવી વીરત્વભાવનાથી પ્રેરિત બની, નિત્યજીવનના દરરોજના કાર્યક્રમમાં, પોતે જે ગુમાવી રહ્યો છે, તેનો ભાગ્યે જ ખ્યાલ રાખી શકે છે. એક મજૂરને નમ્ર શબ્દોથી સંબોધી શકાય ત્યાં એને તુંકાર ન કરવામાં પણ વીરત્વ રહ્યું છે. કારણ કે છેવટે તો વીરત્વ એ અમુક પ્રકારનું પરિસ્થિતિ ઉપરનું સામર્થ્ય બતાવે છે. પોતાની હમેશની જીવનરીતિમાં આટલો દોષ છે એ શોધી કાઢવું—ને એ જીવનરીતિને ફેરવવા મથવું એમાં વીરત્વ છે. અને માણસ એ આલોચનાને પરિણામે પોતાના વ્યવહારના સ્વરૂપને વધારે શુદ્ધ બનાવે એ કાંઈ જેવોતેવો વીરત્વનો પ્રસંગ નથી. બીજા માણસની તાત્કાલિક જરૂરિયાત જોઇને જગ્યા આપવામાં પણ વીરત્વ રહ્યું છે. આપણા સમાજમાં આવા નાના પરાક્રમની પ્રણાલિકા આપણે જોઈ શકતા નથી, એટલે જ મહાન

પરાક્રમની ભૂમિકાનું સર્જન શક્ય બનતું નથી. કોઈ મ્યુનિસિપલ પ્રેસિડન્ટને, પોતાની સ્પષ્ટ ફરજ નહિ છતાં, કોઇ દિવસ, કોઈ હોટેલમાં ગુપચુપ બેસીને, ત્યાંની વાનગીઓ જોવાનું મન થતું નથીઃ કારણ કે, એમાં કાંઈ સેવા છે કે પરાક્રમ છે એ કોઇ માની શકતું નથી. કોઈ ડોકટરને પંચાવન વર્ષે સ્વયં ધંધામાંથી નિવૃત્ત થઈ, પછીનું વાનપ્રસ્થ જીવન, ગરીબ લોકોનાં દુઃખદર્દ જોવામાં કાઢવાનું મન થાતું નથી, કોઈ મ્યુનિસિપાલિટીને 'થિયેટર' બંધાવવાનું સ્વપ્ન આવતું નથી, કારણ કે એની અગત્ય કોઈ જાણતું જ નથી. સામાન્યમાં સામાન્ય શહેરી પણ, મોટામાં મોટી શહેરી જેટલી જ હમેશના જીવનની સગવડ ભોગવે, તો જ એ સમાજ ટકી શકે અને દરેક દરેક માણસ પોતાના હક્કનું ભાન ધરાવતા છતાં, એ હક્કનો ઐચ્છિક ત્યાગ કરે તો જ સમાજ ચાલી શકે, એવા બે મહત્ત્વના સિદ્ધાંતો પ્રત્યે ઘણા માણસો ઉદાસીનતા ધરાવે છે. એટલે જ્યાં, ઓછામાં ઓછા ઘર્ષણથી, ઘણામાં ઘણો સામાજિક લાભ થઈ શકે તેવું હોય છે ત્યાં પણ, માણસ પોતાના જ રાગમાં પોતે બદ્ધ થઈ જાય છે. નાનામાં નાની વાતો અમુક ભાવનાત્મક દૃષ્ટિકોણથી કરવામાં આવે તો તેનાથી એકંદરે માણસને પોતાને તેમ જ સમાજને ઘણો જ ફાયદો થાય, કારણ કે તે વિના મહાન સિદ્ધાંતોનું પોષણ થઇ શકે નહિ. મહાન સિદ્ધાંતોને ફળદ્રુપ બનાવવા હોય તો તે માટે વાતાવરણની જરૂર પડે છે. વાતાવરણ માણસનાં નિત્યનાં નાનાં-નાનાં કામોમાંથી રચાય છે. આ નાનાં નાનાં કામો—સભા બોલાવવાથી માંડીને ધ્વજવંદન ને સ્કૂલબોર્ડ સુધીનાં સઘળાં—પહેલી વસ્તુ માગે છેઃ પોતાનું વિસર્જન. કોઇ માણસ પોતાને કેંદ્રસ્થાને રાખીને કોઇ કામની શરૂઆત કરી શકે જ નહિ. માણસે પોતાને જાતને એક એવા ખૂણા ઉપર ગોઠવવી જોઇએ કે **જ્યાંથી** એ બધાને ઉપયોગી થઇ શકે, અને છતાં કોઇના આગળ વધવાના માર્ગમાં પોતે આડખીલીરૂપે ન હોયઃ તો જ દેશની સામાન્ય વ્યવસ્થાની અને સામાજિક ઉત્ક્રાન્તિની તાલીમ શક્ય બને. આજના આપણા

માનસમાં આ વાત નિર્બળતા મનાવાનો સંભવ છે, પણ ખરી રીતે કામ કરવાની, પ્રગતિ સાધવાની—કામ કરી બતાવવાની–એ જ રીત છે.

નાનાંમાં નાનાં કાર્યો પણ જે ભાવનાત્મક દૃષ્ટિથી કરે છે તે કાર્યને એટલું મોટું બનાવી શકે છે કે એ નાનું હતું એવો કોઈને સ્વપ્ને ખ્યાલ રહેતો નથી.

કોઈ મોટા સ્વપ્નની ઘેલછામાં સમય ગુમાવવા કરતાં કોઈ નાના કાર્યનો આરંભ વધારે મહાન છે.

અને એ આરંભ તો માણસ બજારમાં વસ્તુ ખરીદવા જાય, ગાડી ભાડે કરવા જાય, મજૂર કરવા જાય કે બસમાં બેસવા જાય ત્યાંથી પણ થઈ શકે છે.

જીવનની અકિંચનતા હણવાનો આ એક જ ઉપાય છે: સુંદર રીતે જીવન જીવતાં શીખો. તમારો અવાજ, રહેણીકરણી, વ્યવસ્થા, પ્રણાલિકા, રીતભાત, વાતાવરણ, બોલવાની ઢબ, વ્યવહાર—એ સઘળાંમાં કાં ડર હોય છે, સ્ત્રૈણ સ્વરૂપ હોય છે, અથવા ક્રૂરતા હોય છે—માલિકી રૂપ હોય છે. એ બન્ને રૂપ ખોટાં છે. સાચું રૂપ શાંત હોય છે—સુંદર હોય છે.

આજે આપણા મગજમાં સંસ્કારિતાને બદલે સંસ્કારિતાનો ઘમંડ ઉત્પન્ન થયો છે. એટલે એક એવી મનોદશા ઉત્પન્ન થઈ રહી છે કે માણસને પોતે સંસ્કારી છે એ દર્શાવવા માટે થોડું હિટલર વિષે, થોડું ખાદી વિષે, થોડું સ્ત્રીસન્માન વિષે, થોડું રેકર્ડ વિષે, થોડું નૃત્ય વિષે—સઘળા વિષય વિષે—થોડું, અને પોતાનો જીવનસ્પર્શી કોઈ વિષય નહિ–એવી થોડી થોડી હકીકતોના સંગ્રહસ્થાન જેવી પરિસ્થિતિ ધારણ કરવી પડે છે. વૈજ્ઞાનિક યુગમાં એ જરૂરી હોય છે કે માણસ છેવટ છેવટની વિચારસરણી વિષેનો પોતે જાણકાર હોય, પરંતુ વિજ્ઞાનનું પણ અંતિમ ધ્યેય તો આત્મજ્ઞાનનું જ રહેવું જોઈએ. એ દૃષ્ટિએ માણસ પોતાની વિચારસરણીમાં ફલિત થતા તાત્ત્વિક પદાર્થોને ઉવેખીને અનેક પ્રકારના વિચારોનું સંગ્રહસ્થાન થાય તેથી

એ ભાગ્યે જ આગળ વધી શકયો કહેવાય. એ રીતે તો પ્રાચીન ગ્રીસનો પેલો સોક્રેટિસનો શિષ્ય જ સાચો હતો કે જેણે એમ કહ્યું કે, હજી પહેલો પાઠ જ હું જીવનમાં ઉતારું છું. લોકની નજરમાં આવે કે ન આવે એવા તદ્દન નાનાં નાનાં પોતાનાં દૈનિક કામોમાં, માણસ વીરત્વની ભાવના ખીલવવાનો પ્રયત્ન કરે, તો એક દિવસ એ સાચો વીરપુરુષ બની શકે ખરો.



# જીવનસંગ્રામ અને જીવનસંગીત.

ફિલસૂફ કેન્ટે એક જગ્યાએ એક સુંદર વિચાર આપ્યો છે કે માણસ કુદરતી રીતે પોતાના પાડોશીને ચાહનારો તેમ જ ધિક્કારનારો એમ બન્ને વિરોધી વર્તન કરનારો બની શકે છે. કોઈ માણસને એના કુદરતી મંડળથી દૂર કરવામાં આવે તો તે થોડા વખતમાં દીવાના જેવો થઇ જશે. તેમ જ કોઈ માણસને એના મંડળ સાથે અનેક બંધનોથી જોડી દેવામાં આવે તો તે થોડા વખતમાં બળવાખોર થઇ જશે. આવી રીતે માણસ જે સમાજમાં રહે છે તેને ચાહે છે, તેમ જ તેનાથી દૂર થવા મથે છે.

જીવનનું પણ એવું જ છે. એમાં સંગ્રામ પણ છે ને સંગીત પણ છે. કુદરતી યોજના એવી લાગે છે કે સ્વભાવથી માણસ સુખ, સગવડ અને આરામ શોધનારો હોય છે. અને તેથી એનાં સુખ, સગવડ કે આનંદમાં વિઘ્ન આવે ત્યારે એ જેને વિકૃત કહી શકાય તેવું માનસ દર્શાવે છે. પણ કુદરતે જ માણસમાં એક બીજી વૃત્તિ પણ મૂકી છે. અને એ વૃત્તિને લીધે માણસ જીવનસંગ્રામમાં રહેલું જીવનસંગીત ધારે તો જોઈ શકે છે. કેટલાક મનુષ્યો જીવનભર કેવળ સંગ્રામ, દુઃખ, અશાંતિ અને મુશ્કેલીઓ જુએ છે. તેમની સામે એ પરાક્રમ કરે છે. તેમને એ હંફાવે છે. તેમના પરાજયથી એ આનંદ પામે છે. પણ એ વિજયના આનંદની વેળાએ એને ખબર પડે છે કે કેવળ જીવનસંગ્રામમાં આખું જીવન આવી જતું નથી. જીવનસંગ્રામ

ન કરનારો તો કેવળ કાયર જ છે; પણ જીવનસંગ્રામ કરીને, વિજય મેળવીને, પરાક્રમ કરીને, પોતાની મહત્ત્વાકાંક્ષા સિદ્ધ કરીને પણ જે માણસ વધારે ઉચ્ચ જીવનની કલ્પના કરી શકતો નથી તેનું અજ્ઞાન કાંઈ ઓછું દુઃખદાયક નથી.

જે માણસ જીવનસંગ્રામમાં રહેલું જીવનસંગીત સાંભળી શકે તે ખરા અર્થમાં જીવન જીવ્યો કહી શકાય. શોક, વિરોધી તત્ત્વો, મુશ્કેલીઓ, નિરાશા, દુઃખ—એ આંતરવૃત્તિઓનાં પ્રતિબિંબો—તેમ જ સમાજમાં ઠેરઠેર રહેલાં વિરોધી અને પ્રત્યાઘાતી બળો—એ જીવનસંગ્રામની સામગ્રી છે: પરંતુ એમાં માણસને યુદ્ધની ખાતર યુદ્ધનો રસ ન હોવો જોઈએ. એ સઘળી ક્લેશમય, અસ્વચ્છ અને એક રીતે ગણો તો નિરર્થક સામગ્રીમાં જે પ્રબળ જીવનસંગીત વહી રહ્યું છે તે જીવનસંગીત જ માનવની શોધનો વિષય છે.

અને માનવ જેમ જેમ પોતાના સંગ્રામનાં સાધનો શુદ્ધ કરતો જાય છે, તેમ તેમ તેને ખબર પડે છે કે એવી શક્તિ પણ એનામાં વસી રહી છે કે જે હરેક પ્રકારના સંગ્રામમાં અર્થ જોઈ શકે છે: હરેક પ્રકારના ખાતરમાં ફૂલના રંગ દેખી શકે છે: હરેક પ્રકારના વિરોધી સ્વરોમાં અસ્ખલિત રીતે વહેતું જીવનસંગીત સાંભળી શકે છે: અને કેન્ટ જેને " Anti-social sociability of mankind ' 'અસહકારી છતાં સહકાર કરવાની માનવની સહજવૃત્તિ' કહે છે—એ સુંદર વૃત્તિ ખોળી શકે છે. આ વૃત્તિને સ્પર્શી શકવાની શક્તિ એવા માણસમાં આવી શકે છે કે જે જીવનસંગીતના અનંત સ્વરોને પિછાની શકે છે.

આ જીવનસંગ્રામમાં રહેલું જીવનસંગીત મેળવવાને માટે હમેશાં આઘાત-પ્રત્યાઘાત કરવાની પોતાની વૃત્તિ માટે વિવેક કેળવવો જોઈએ. જેટલું ન સમજાય તે સઘળું અર્થહીન છે એમ દરેક વસ્તુનો તાત્કાલિક નિર્ણય ન કરતાં એ વસ્તુને બીજી બાજુ પણ હોઈ શકે, એમ જૈન તત્ત્વજ્ઞાનના સ્યાદ્વાદનો આશ્રય લેવાની ટેવ પાડવાથી માણસ જીવનને

વધારે સારી રીતે સમજી શકે. આ જમાનામાં જ્યારે દિક્ અને કાલ નહિ જેવાં બન્યાં છે ત્યારે શસ્ત્રાસ્ત્ર કરતાં પણ વધારે ભયંકર સાધનો માણસ કેવળ પોતાના શબ્દમાંથી અને અર્થહીન પ્રચારવેડાથી સરજી શકે છે. એટલું જ નહિ, આજે માણસ ધારે તો અજ્ઞાનીઓની બહુમતી સરજાવી જ્ઞાન જેવું કાંઇ નથી એમ પણ સિદ્ધ કરી શકે. એટલે આ જમાનામાં જીવનસંગ્રામને નવા દૃષ્ટિકોણથી સમજવાની જરૂરિયાત ઊભી થવાની છે. સમાજની પુનર્રચનામાં એક વસ્તુ એ પણ આવે છે કે પુનર્રચના માટે વિનાશ કરનારાં તત્ત્વોની સાથે જ સર્જનાત્મક સૃષ્ટિનો અધિકાર પ્રાપ્ત કરવાની તૈયારી પણ થવી જોઇએ. અને એ દૃષ્ટિએ આજે હરેક વસ્તુ કે વાદનો તડ ને ફડ ન્યાય આપવા કરતાં કે એને ચર્ચાનો વિષય બનાવવા કરતાં, એમાં જે સુંદર હોય તે જીવનમાં વણી લેવાનો પ્રયત્ન કરવો વધારે જરૂરી થઈ પડે છે: આજની દુનિયાની મોટામાં મોટી જરૂરિયાત સૌન્દર્યદૃષ્ટિ કેળવવાની છે.

એક રીતે જોતાં લોકો જેને પ્રગતિવાદ અને પ્રત્યાઘાતી માનસ કહે છે એ વિષે પણ આજે ઘણી ઘણી ગેરસમજણો ફેલાયેલી પડી છે. પ્રગતિ એ એક એવું જીવનવિધાયક બળ છે કે એ મેળવવા માટે વ્યક્તિએ અભ્યાસ, અનુભવ અને જીવનશુદ્ધિ—ત્રણેનો મેળ સાધવો જોઇએ. એ ત્રણેમાંથી કોઈ એક વડે પ્રગતિ સિદ્ધ કરી શકાતી નથી. પ્રગતિ એ વ્યક્તિના આંતરજીવનનો પરિમલ હોવો જોઇએ. જ્યારે વ્યક્તિ સમષ્ટિના સંબંધમાં આવે છે ત્યારે એને પોતાનાં જ કહી શકાય તેવાં સુખસાધનો ને આરામનો ભોગ આપવો પડે છે. એ ભોગ ન આપીને એ વિકૃત માનસ ધરાવનારો બને છે: ક્લેશથી કે ભયથી એ ભોગ આપીને એ કાયર બને છે: સમજીને એ વસ્તુસ્થિતિ સ્વીકારવાથી જ એ પ્રગતિશીલ બની શકે છે. પણ એટલા જ માટે પ્રગતિશીલ જીવનની મૂળ સામગ્રી—બહારથી નહિ પણ અંદરથી જન્મવી જોઈએ. સામાજિક ફેરફારો પણ આંતરવિકાસના પ્રતિબિંબરૂપે થવા જોઈએ—અને કેવળ હવાઈ વાતોને અનુસરવાની નબળી મનોવૃત્તિના

પડઘારૂપે નહિ. એ જીવનસામર્થ્યરૂપે રજૂ થવા જોઇએ, અનુકરણ કે અનુસરણરૂપે નહિ. તો જ એ ફેરફારોમાં ચિરંજીવ તત્ત્વ હોઈ શકે: એટલું જ નહિ, તો જ જીવનસંગ્રામની અઘોર વસ્તુસ્થિતિમાં જે એક અદ્દભુત માનવતાનું જીવનસંગીત વહી રહ્યું છે તેની ઝાંખ મળે; અને નિરાશામાં પણ આશાનું જ ગાન ગાવા એનો પ્રાણ પ્રેરાય.

માણસ બહુ અનુકરણશીલ પ્રાણી છે. એની સૌથી મોટામાં મોટી મુશ્કેલી વિચાર કરવાની છે. બની શકે તો એ વિચાર કરવા માગતો નથી. વિચારની ગોળી વેચાતી મળતી હોય તો એના વડે એ ચલાવી લે એટલો એ વિલાસી પણ છે. પરંતુ એટલા જ માટે એ બંધન સામે યુદ્ધ કરીને પછી જ બંધન શું છે એ સમજી શકે.

જીવનસંગીત સમજવા માટે પ્રથમ જીવનસંગ્રામનો સ્પષ્ટ ખ્યાલ મેળવવો જોઇએ.

અને ત્યારે જ માણસ જાણી શકે કે માણસના અંતરના ઊંડામાં ઊંડા ભાગમાં જે એક ચિરંતન વસ્તુ છે, એ વસ્તુને જાગ્રત કરીને જ નવરચના થઈ શકે: એ વસ્તુને જાગ્રત કરવા માટે પ્રથમ તો એણે જીવન ગાળવું જોઇએ. જીવનશુદ્ધિ વિના કોઈ માણસ પોતાને સમર્થ કહી શકે નહિ. અને તેથી છેવટે તો જીવન—જીવનસંગ્રામ—જીવનસંગીત એ ત્રણે બિંદુઓના અનુસંધાન વડે જ જીવનત્રિકોણની પુનર્રચના શક્ય બને છે.

જીવનશુદ્ધિનો બહિષ્કાર કરીને માણસ કોઈ પણ જાતનું સામર્થ્ય મેળવી શકે એ વસ્તુ જ અશક્ય છે. 'જીવનશુદ્ધિ શું છે?' એમ નાકનું ટેરવું ચડાવી પૂછનારને કહી શકાય કે એના હોવા વિષે શંકા ન કરવામાં જ જીવનશુદ્ધિ રહી છે.

હરકોઇ પ્રકારની પ્રગતિનો મૂળ પાયો જીવનશુદ્ધિમાં રહ્યો છે. જીવન શા માટે છે? એ મહાન શોધ કરતાં વધારે પ્રગતિશીલ વિચાર હજી સુધી તો કોઈ માણસ આપી શકયો નથી. એ વસ્તુ સાચી છે કે રોટલી વિના માણસ જીવી શકતો નથી, ને એટલા માટે રોટલી

વ્યવસ્થા એ પ્રગતિશીલતાનું એક લક્ષણ છે. પણ જેમ રોટલી વિના માણસ જીવી શકતો નથી, તેમ રોટલી હોવા છતાં પણ માણસ જીવતો નથી—એ વસ્તુસ્થિતિનો સ્વીકાર કરવામાં જીવનશુદ્ધિનો એટલે કે પ્રગતિશીલતાનો સાચો માર્ગ રહ્યો છે. રોટલી મેળવવી, જીવન મેળવવું ને જીવન જીવવું એ જીવનસંગ્રામ, જીવનશુદ્ધિ કે જીવનસંગીતનાં ત્રણ તત્ત્વો હરકોઇ સાચા અને સમર્થ વિચારના મૂળમાં હોવાં જોઈએ.



# બુદ્ધિ વિરુદ્ધ ભાવના

બુદ્ધિના દરબારમાં ભાવના, લજ્જાશીલ મુખે પોતાના અસ્તિત્વની જરૂરિયાત સિદ્ધ કરવા ઊભી હોય, એવી સ્થિતિ આજે આવી છે. એક રીતે ગણો તો બુદ્ધિ વિરુદ્ધ ભાવના – એવા વિગ્રહી વિભાગનું કોઈ કારણ તમને જડશે નહિ: ખરી રીતે એક બીજાનાં વિરોધી નહિ પણ પૂરક તત્ત્વો છે. એકના વિના બીજું અપૂર્ણ છે. એટલું જ નહિ, એ બન્નેના અસ્તિત્વ વિના કોઈ પણ મનુષ્ય કોઈ પણ કામ ખરા અર્થમાં કરી શકતો નથી. અને છતાં આજે બુદ્ધિને કોઈ એવો વૈજ્ઞાનિક પદાર્થ ગણવામાં આવે છે કે જાણે એ નહિ રહે તો માનવજાત પણ નહિ રહે. જીવનમાં એની જરૂરિયાતને એટલું મહત્ત્વ આપવામાં આવ્યું છે કે એના વિના જીવન વેરાન ને શૂન્ય મનાય છે; એના વિના વ્યક્તિ ભયંકર ને બેવકૂફ ગણાય છે; એના વિનાનો સમાજ અંધ અને પંગુ મનાય છે; એને પ્રાણનો પ્રાણ માનવામાં આવે છે; બુદ્ધિવાળો મનુષ્ય જે કહે ને કરે તે અવિચલ ગણાય છે; અને ઈશ્વરને નકારનારા પણ બુદ્ધિને નકારતાં ધ્રૂજી ઊઠે છે: એક રીતે ઈશ્વર કરતાં માનવને મહાન ગણવાનું એમનું સૌથી પ્રબળ સાધન બુદ્ધિ છે. ઈશ્વરે માનવને બનાવ્યો હોય કે બનાવ્યો હોય, માનવ ઈશ્વરને રાખવા ન રાખવાની પોતાની શક્તિનો ઘણો મદાર બુદ્ધિ ઉપર રાખી રહ્યો છે.

બુદ્ધિને અપાતું મહત્ત્વ વ્યર્થ કે કાલ્પનિક કે અકલ્યાણકારી છે એમ તો કોઈ જ નહિ કહે. પણ જ્યારે બુદ્ધિમાં ન ઊતરે એવા કોઈ કારણને કે કાર્યને, ભાવનાના નામથી સંબોધવામાં આવે છે, ત્યારે બુદ્ધિશાળીઓનો અખાડો 'અબ્રહ્મણ્યમ્' કહીને એકદમ પોકાર કરી મૂકે છે: એ પોકાર ખરી રીતે અતાર્કિક છે. તર્કથી આપણે સઘળું સિદ્ધ કરવા માગીએ છીએ એ જ બતાવે છે કે કોઈક સ્થિતિ એવી હોવી જોઈએ, કે જે તર્કથી પર હોય. એમ ન હોય તો તર્કની અપરિમિત શક્તિ એટલી વિશ્વવ્યાપી ગણાય — કે માણસ અને ઈશ્વરમાં કાંઈ ભેદ જ ન રહે: ઈશ્વરને સર્વજ્ઞ કહેવામાં આવે છે — એ વિશેષણ માણસને જ લાગુ પડે, અને વિશ્વક્રમના આદિકારણ તરીકે માનવને જ માનવો પડે.

ભાવના બુદ્ધિથી પર છે, એના બે અર્થ છે. એક તો એ બુદ્ધિથી નહિ — પણ બીજા કોઈ સાધનથી સમજી શકાય તેવો પદાર્થ છે. અને બીજું એના અનુભવ માટે જાગ્રત બુદ્ધિ સિવાય બીજી મનઃસ્થિતિની જરૂરિયાત પડે છે. જે વસ્તુ જેના અનુભવનો વિષય નથી તેને વિષે એને નિષેધાત્મક સૂત્ર કહેવાનો અધિકાર નથી, તેમ ભાવના વિષે સમજવું. ભાવના — એની શરૂઆત ત્યાં થાય છે કે જ્યાં બુદ્ધિ અંત પામે છે. એ એવો અનુભવ છે કે જે લેવા માટે બુદ્ધિની પરમમાં પરમ શક્તિનો ઉપયોગ કરવો પડે છે. જેનામાં બુદ્ધિ ન હોય એનામાં જ ભાવના હોય એવો કોઈ નિયમ નથી. પણ ભાવના, એ બુદ્ધિનો એક એવો ઉત્કૃષ્ટ અનુભવ છે કે જે કાર્યકારણ વચ્ચે થતો મનોવ્યાપાર પણ સહી શકતો નથી; અને તેથી કારણ—કાર્ય એવી સાંકળ નહિ: પણ જાણે—પ્રેરણા અને કાર્ય—એવી સાંકળ જોડાય છે. આ પ્રેરણા — અને એ લાગણીનો કે બુદ્ધિનો, કોઈ પણ દોષ જ્યારે માનવમાં રહ્યો ન હોય — અને બન્ને એના ઉત્કૃષ્ટ સ્વરૂપમાં હોય— ત્યારે જન્મ લેતો, એવો અનુભવ છે કે, જેનું તમે શબ્દમાં નહિ પણ કેવળ ક્રિયામાં જ રૂપાંતર કરી શકો.

એટલા માટે બુદ્ધિ વિરુદ્ધ ભાવના — એ શબ્દવ્યાપાર અનર્થકારી છે. કદાચ, એ આપણી અંગ્રેજી કેળવણીએ આપણને આપેલાં અનેક કાલ્પનિક દ્વંદ્વો જેવું એક અનસ્તિત્વ ધરાવતું દ્વંદ્વ છે.

ભાવના એ બુદ્ધિને હણનારી કોઈ ક્રિયા નથી : તેમ જ એ બુદ્ધિથી તદ્દન વિરુદ્ધ એવો કોઈ અનુભવ નથી. એ કોઈ એવો આકાશી પદાર્થ નથી કે જે જીવનમાં લાવવાથી જીવન વ્યર્થ અને તરંગી બની રહે. એ એક એવા સામર્થ્યની જન્મભૂમિ છે કે જે સામર્થ્યની ગણના બુદ્ધિથી કરવી અશક્ય છે. એટલા પૂરતો જ એને બુદ્ધિ સાથે વિરોધ — વિરોધ હોય તો — છે. પણ ઘણી વખત સાધારણ વ્યવહારમાં પણ માણસ, ' મને સૂઝી આવ્યું ' એમ કહીને એનો આશ્રય જ લેતો હોય છે. ઉપનિષદમાં કહ્યું છે કે આત્માનુભૂતિ પ્રકટ કરવા માટે વાણી છે. ગદ્ય — પદ્ય — કે સંગીતાત્મક એવી એની ઉચ્ચારણશૈલી એ તો બાહ્ય સ્વરૂપ છે. સત્ય મેળવવાને માટે જ્ઞાન એક સાધન છે. એ સત્ય એટલું વિરાટ છે કે એને મેળવવા માટે અનેક ચક્ષુઓ હોઈ શકે. બુદ્ધિ એ એક એવું ચક્ષુ છે. ભાવના એવું જ બીજું ચક્ષુ છે. આત્માને મનોમય, વાઙ્મય ને પ્રાણમય માન્યો છે. એટલે .કે એ જ્ઞાનદ્વારા — સૌન્દર્યદ્વારા — અને કાર્યશક્તિ દ્વારા મેળવી શકાય છે. એ ત્રણે એની શક્તિ છે. માટે બુદ્ધિ વિરુદ્ધ ભાવના — કોઈ વસ્તુ નથી. સમરસેટ મોઘાંમ એક સુંદર વાક્ય આપે છે કે, My great religion is a belief in the blood, the flesh as being wiser than intellect. જો બુદ્ધિ એટલે આપણે સાધારણ વિચારશક્તિ એવો અર્થ લઈએ તો એવી તર્કશક્તિ એ ભાવના પાસે કોઈ હિસાબની વસ્તુ નથી — ભાવના લોહીમાં રહેનારી વસ્તુ છે. લોહીનો ગુણ — એ માનવમાં રહેલી અમર્ત્ય શક્તિનું સૂચક ચિહ્ન છે. અને — એવી જે અમર્ત્ય શક્તિ — જેને કોઈ પરાજય હંફાવી શકે નહિ, કોઈ મુશ્કેલી ડારી શકે નહિ, કોઇ દુશ્મન ડરાવી શકે નહિ, કોઈ સમાજ થથરાવી શકે નહિ,

કે કોઈ શક્તિ પરાભવ પમાડી શકે નહિ — ગીતામાં કહેલી, ન છેદાય, ન હણાય, ન નાશ થાય એવી માનવની અજેય શક્તિ — આત્માની પ્રાણમય શક્તિ — તેનું ભાવના. એ મરતી નથી, મરી શકતી નથી. એને મારી શકાતી નથી. જેણે એ મેળવી એ અમર થઈ ગયો.

માણસની પેઠે પ્રજા પતિત થાય છે ત્યારે એ વ્યાકુળતામાં પોતાના રોગનું નિદાન કરતાં, અનેક ભૂલો કરી બેસે છે.

અને એ ભૂલ એનાં સર્વ કાર્યક્ષેત્રોમાં વ્યાપક બની જાય છે. એને પોતાની પતિત અવસ્થાનાં કારણોમાં પોતે પોતાનું સ્વત્વ ગુમાવ્યું એ લાગવાને બદલે — પોતાની જ સંસ્કૃતિનો દ્રોહ કરવાનું મનમાં વસે છે. પછી એ કહેશે — આ શ્રદ્ધાએ, આ સંસ્કૃતિએ, આ પુસ્તકોએ, આ તત્ત્વજ્ઞાને, આ વ્યવસ્થાએ, આ સામાજિક બળોએ — અમને પાડ્યાં: એમ ખબર નથી રહેતી કે એ બળોએ જ એને એક વખત દુનિયામાં સ્થાન અપાવ્યું હતું. માટે એ બળોની ઉપેક્ષા કરીને નહિ — પણ એ જ બળોને યુગધર્મથી રંગીને પ્રાણશકિત પ્રકટ કરી શકાશે. એ બળોને એમના વિકૃત સ્વરૂપમાં નહિ — પણ એમનાં મૂળ સ્વરૂપમાં સમજવાં ઘટે છે.

આજે ભાવના વિરુદ્ધ બુદ્ધિ—એ પણ એવો જ એક કાલ્પનિક ઝગડો છે. અને આત્માની એ બે ભિન્નભિન્ન શકિતઓનો સમન્વય સાધવાને બદલે એમની વચ્ચે દ્વંદ્વયુદ્ધ કરાવવાથી — આત્મા એટલો નિર્બળ બને છે.

## જુવાની ટકાવવી હોય તો

**જુવાની** જેવી પણ કોઈ ચીજ છે. સૌને એ ટકાવવાની ઇચ્છા હોય છે. કોઈ એ ટકાવી શકતું નથી એ હકીકત છે. એ ટકી શકે તેવી વસ્તુ છે એ કલ્પના છે. એને ટકાવવી જોઈએ એ આદર્શ છે. અને ટકાવવાની કલા છે—એ શાસ્ત્ર છે. વય થવાથી માણસ જુવાન મટતો નથી. ઘણા જુવાન અકાલવૃદ્ધ હોય છે, જ્યારે કેટલાક વૃદ્ધ નિત્ય-જુવાન હોય છે. જુવાની એ માણસની ટકે છે. જેના જીવનમાં કવિતા ટકે છે; એટલે જેને માટે જીવનનો રસ ખૂટી જતો નથી. ત્રણ વસ્તુઓ જીવનને અખૂટ રસ આપે છેઃ કવિતા, ચિંતન અને ઉદારતા. એ ત્રણે વસ્તુઓ વડે માણસ પોતાના આત્માનું એક પ્રકારનું નવું નવું સામર્થ્ય અનુભવે છે. કોઈ પણ વસ્તુ અસુંદર નથી —એ કવિતામાંથી મળતો સંદેશો છે. ક્યાંય નિરાશા નથી—એ ચિંતન-માંથી મળતો જ્યોતિ છેઃ કોઈ કૃપણ નથી—દુષ્ટ નથી—એ ઉદારતામાંથી પ્રાપ્ત થતું જ્ઞાન છે. આ કલ્પના, પ્રકાશ અને જ્ઞાન જેને મળતાં રહેશે એને સૃષ્ટિ હમેશાં નવપલ્લવિત લાગશે. એને સમય હમેશાં જુવાનીનો જણાશે. એને માટે અવસ્થાનો ભેદ લુપ્ત થશે.

આપણે સંસારચક્રમાં એટલા જુદાજુદા અનુભવો મેળવીએ છીએ કે આપણું વ્યવહારુ જ્ઞાન આપણી કલ્પનાને હણે છે. આપણો વ્યક્તિ વ્યક્તિનો અનુભવ આપણને અનુદાર બનાવે છે. આપણે ગુમાવેલી તકો આપણને ચિંતનનું મિથ્યાપણું શીખવે છે; પરંતુ આપણે

મેળવેલું આ જ્ઞાન—આપણા અહમ્‌ની આસપાસ ગૂંથાયેલું એક પ્રકારનું જાળું છે. અહમ્‌ને જો ગાળી નાખવામાં આવે તો જે જ્યોતિ મળે એ જ્યોતિ આપણને નિત્યયૌવન આપે. નિત્યયૌવન પ્રાપ્ત કરવાની ખરી ચાવી આ છે કે, પોતાના અહમ્‌ને ગાળી નાખવું. જીવનમાં ઊઠતા આઘાત-પ્રત્યાઘાતો અહમ્‌ને લીધે આપણને ઘસારો આપી જાય છે. જીવનમાં આવતાં આશાનિરાશા એ અહમ્‌ને લીધે છે. હું કાંઈ નથી, એમ જે જાણે છે એનો 'હું' એટલો તો સમર્થ બને છે કે એને વૃદ્ધત્વ આવતું નથી. રણયોદ્ધાઓ એટલા માટે વારંવાર પોતાને નહિ ઈશ્વરને મુખ્ય નિયામક તત્ત્વ ગણે છે. ઈશ્વર નિયામક તત્ત્વ છે એમ જે માને છે એને માટે કોઈ કામમાં નાનમ નથી, ને કોઈ કામમાં પરાજય નથી. એવી કામ કરવાની વૃત્તિ માનવને ઉત્સાહ અને સામર્થ્ય આપે છે. એમાંથી નિત્યયૌવનનો જન્મ થાય છે. એટલા માટે જે ઈશ્વરને નામે કામ કરે છે તે પણ નિત્યયૌવનને વરે છે. પરંતુ કામ ઈશ્વરને નામે કરવા માટે, કામ કરવાનું જે સાધન—દેહ—એ ટકવો જોઈએ. ચિત્તને જેમ પોતાના નિયમો છે, તેમ દેહને પણ પોતાના નિયમો છે. એ નિયમો જે જાણે છે તે દેહને પણ ચિત્ત જેટલું જ અગત્યનું સ્થાન આપે છે. આ પ્રમાણે ચિત્તની તાંત્રિક ગતિ—અને દેહની તાંત્રિક ગતિ, એ બન્નેનો મેળ સાધવા માટે જે પોતાના અહમ્‌ને સ્થાને ઈશ્વરને મૂકે છે, તે માણસ નિત્યયુવાન રહી શકે છે. કેટલાક —એટલે કોઈક, એવા વિરલ પુરુષ પણ હોય છે કે જે અસાધ્યને સાધ્ય બનાવે છે. એવા માટે સો બસોનું વય એ જીવનની શરૂઆત પણ હોય. જીવી કાઢવાના આ જમાનામાં એ આશ્ચર્ય પણ લાગે. અને છતાં એ કેવળ નિયમબદ્ધ તાલીમનું કુદરતી પરિણામ પણ હોય. જુવાની વહી ગયા પછી ઘણા જુવાનીને શોધવા નીકળે છે—એવા ભિખારુ ટોળામાં પોતાની જાતને દાખલ કરવી ન હોય તો દરેકે પોતે જુવાન હોય ત્યાં જ જુવાનીને શોધી લેવી. એક વખત એ ગયા પછી આવતી નથી એ ખરું, પરંતુ એ જવા માટે આવી નથી એ પણ એટલું જ ખરું છે.

## સાહિત્ય અને પ્રજાજીવન

કોઈ દિવસ ન હતો એટલો વાચનનો શોખ લોકોમાં આજે વધતો જાય છે, અને પરિણામે, જરા વિરોધાભાસી લાગે એવું કહી શકાય કે, સાહિત્ય પ્રત્યેની અભિરુચિ ઘટતી જાય છે. કોઇના મનમાં શંકા થશે કે સાહિત્યનાં જે રૂપો શિષ્ટ જેવાં ગણાવા લાગ્યાં છે તે પ્રત્યે લોકોને આકર્ષણ નથી એના વિષે આ ઉલ્લેખ હશે. પરંતુ, એમ નથી. 'સરસ્વતીચંદ્ર' કે 'કરણઘેલો' કે 'સુદર્શનગદ્યાવલિ' એમ. એ.ના વિદ્યાર્થીઓને પરાણે વાંચવું પડે તે સિવાય બીજું કોઇ વાંચતું નથી તે વિષેની આ વાત નથી. આ વાત તો ઘરઘર ફેલાતું સાહિત્ય—કે જેના પ્રત્યે પણ લોકોમાં અભિરુચિ નથી, એ વિષેની છે. આવી રીતે લોકોની અભિરુચિમાં જે ફેરફાર થાય છે તેનાં ઘણાં કારણો છે.

જીવન અત્યારે વ્યવસાયી અને આર્થિક સંગ્રામથી ક્લેશકર બન્યું છે. એ વખતે ઝડપથી માત્ર વાંચી જવાય—અને મનને બે ઘડી આનંદ આપે એવું સાહિત્ય લોકોને આકર્ષી શકે છે. સ્પષ્ટ રીતે આ સાહિત્ય—જેને 'Escape from life' કહી શકાય તે પ્રકારનું થાય છે. અને ઘણુંખરું વાચન અત્યારે કાં દૈનિક હકીકતો માટે વંચાય છે અથવા તો જીવનને ભૂલવા માટે વંચાય છે. સાહિત્ય પ્રત્યેની અનભિરુવચિનું આ એક કારણ છે,

બીજું કારણ લોકોના લોહીમાં રહ્યું છે. ભૌગોલિક દૃષ્ટિએ ગુજરાત

હિંદુસ્તાનનો સર્વસંગ્રહી ભંડાર કહી શકાય. એની ખેતીને સપાટ મેદાનોએ ફળદ્રુપ બનાવી છે. એના દરિયાકિનારાની સગવડે એને દૂરના દિલ્હીના અને પંજાબના અને ઉત્તરહિંદના ઘણા મોટા ભાગનું બંદરીરૂપ આપ્યું છે. ગુજરાતીઓ જમાનાથી વેપાર ખેડતા આવે છે. વેપારના ક્ષેત્રમાં એ સિંહનાં બચ્ચાંની શક્તિ બતાવે છે.

રતનપોળમાં બાર વરસના વેપારીના છોકરાને જોવો એ મૂર્તિમંત વ્યાપારી માનસનું દર્શન કરવા જેવું છે. એની વાણીમાં એટલી કુનેહ, એટલી મીઠાશ, એટલી સ્ફૂર્તિ, એટલી દિલ હરનારી લાભદાયી વાતો, અને એટલી દીર્ઘદૃષ્ટિ હોય છે કે વ્યાપારના ક્ષેત્રમાં એ સિંહના બચ્ચાની તેજસ્વિતાથી ફરી શકશે એ વિષે ભાગ્યે જ શંકા થાય.

આપણા સંસ્કારી જીવનના આ મોટા સમર્થ વ્યાપારી વર્ગ માટે દૈનિક સમાચાર સિવાય બીજું વાચનસાધન નથી; એથી પણ એમાંનો જે વર્ગ વાંચવા શીખ્યો છે, તે સાહિત્યને કંટાળેલા જીવનથી ભાગવા માટેના સાધન તરીકે ગણે છે. ને સિનેમાના આકર્ષણે સાહિત્યના એ મનોરંજની વિભાગને પણ વધારે નાનો બનાવ્યો છે.

સાહિત્ય પ્રત્યેની અનભિરુચિનું આ બીજું કારણ છે. ત્રીજું કારણ રાજનૈતિક છે. પરતંત્રતાએ હિંદુસ્તાનના સૌ ભાગોને અનુકરણિયા ને ઊંચા પ્રકારની રુચિ વિનાના બનાવી દીધા છે અને તેનો હિસ્સો ગુજરાતને પણ મળ્યો છે. ગુજરાતે છેલ્લાં ઘણાં વર્ષોથી રાજનીતિ પ્રત્યે ઉપેક્ષા સેવી હતી અને બહુ તાજેતરનો એનો વિકાસ બાદ કરીએ તો ગુજરાતના રાજનીતિજ્ઞ પુરુષોમાં સંસ્કારી ને સાહિત્ય દૃષ્ટિવાળા બહુ ઓછા હોય છે. એ પણ સાહિત્ય પ્રત્યેની અનભિરુચિનું એક કારણ છે, કારણ કે અત્યારે જ્યારે રાજકારણ લોકસમૂહના ઘણા મોટા ભાગને આકર્ષી શકે છે ત્યારે એના લોકનાયકો જો કોઈ સાહિત્યકાર ન હોય તો કુદરતી રીતે સાહિત્યનું સ્થાન જીવનમાં ગૌણ બની રહે. અને ધીમેધીમે કદાચ એનું સ્થાન—આજે જેવું શિક્ષકનું છે તેવું,—વ્યર્થ રીતે અભિમાની અને અર્થહીન બની જાય. પરંતુ આ

ત્રણે કારણોને ગૌણ બનાવે તેવું એક કારણ 'કેળવણીની પ્રણાલિકા' છે. સ્વત્વના વિકાસ વિના સ્વતંત્રતા આવી શકતી નથી. એ સૂત્ર હવે સ્વીકારવામાં આવે છે. પણ વચ્ચે એક સમય એવો ગયો છે કે જ્યારે ઇંગ્લીશના બરાબર ઉચ્ચાર ન કરી શકે એવું છોકરું પોતાના ઘરમાં જોઈને ગુજરાતનાં સંસ્કારી માબાપોને આપઘાત કરવાનું મન થતું. એટલું જ નહિ—એ સમયે સઘળું જ વિદેશી સર્વોચ્ચ મનાતું. કાપડમાં જેણે 'એન' ટોપી ન પહેરી હોય તે જંગલી ગણાતો, નેકટાઇ વિનાનો નાગરિક શરમિંદો બની રહેતો. ભાષણ અંગ્રેજીમાં ન કરે તે વકતા બેવકૂફ ગણાતો. ને સુધરેલા સમાજે તો અંગ્રેજી સંસ્કાર, પહેરવેશ, નૃત્ય, સંગીત, શબ્દ, ભાષા, પુસ્તક, ફર્નિચર, વાતાવરણ, બોલ, રહેણીકરણી એ સઘળાંમાં એટલી હદ સુધી પરદેશી અનુકરણ કર્યું હતું કે એના ચિરસ્થાયી સંસ્કાર પ્રજા ઉપર પડવા લાગ્યા હતા, અને આજની આપણી સાહિત્ય પ્રત્યેની અપ્રીતિમાં એ એ પણ એક કારણ છે.

રાષ્ટ્રોત્થાનને પરિણામે આજે આ સુધરેલો વર્ગ લઘુમતીમાં છે, અને બીરુ હોવાથી પોતાની ઇચ્છા વ્યકત કરી શકતો નથી. પણ એમના અંતરમાંથી હજી પરદેશીનો મોહ ગયો નથી, અને એનાં માઠાં પરિણામ કેળવણીદ્વારા અવારનવાર મળતાં રહે છે.

એટલે આજે જે તરુણ ગુજરાત ઘડાય છે તેની સાહિત્યઅભિરુચિ વિવેકવાળી બને તો ભવિષ્યની પ્રજા પોતાનો સંસ્કારવારસો વિકસાવી શકે. ખરેખરી મહાન વસ્તુઓ પ્રત્યે લોકોને રુચિ થાય—અને હરકોઈ કેવળ પ્રાસંગિક આકર્ષણની વસ્તુઓ પ્રત્યે અરુચિ થાય એ વાતાવરણ ઘડવાનું કામ કેળવણીકારો, વર્તમાનપત્રકારો, શિક્ષકો, લેખકો, સંસ્કારીઓ અને લોકનેતાઓ કરે એ ઇચ્છવાજોગ છે. સર્વાંગીણ વિકાસ સાધનારી પ્રજા પોતાની સાહિત્યઅભિરુચિને પોતાના નિત્યજીવનના ક્રમમાં એક અનેરું સ્થાન આપે એ આવશ્યક છે: અને પ્રજાના સર્વાંગીણ વિકાસ પર દૃષ્ટિ રાખનારા સંસ્કારસ્વામીઓ પણ પ્રજાની જરૂરિયાત

પ્રમાણે પોતાની માનસી ઉપાસનાનું સ્વરૂપ રચે એ ધાર્મિક ફરજ છે.

જેમ કોઇના ઘરમાં વાસણકૂસણ ને સગવડનાં સાધનો જોઇને આપણને આશ્ચર્ય નહિ પણ આનંદ થાય છે, તેમ કોઈ ઘરમાં સાહિત્ય, સંગીત, નૃત્ય, શિલ્પ ને ચિત્ર પ્રત્યેની અભિરુચિ જોઇ આપણને આનંદ થવો જોઇએ. એમ કહેવાય છે કે રાજકોટમાં એક વખત ગવર્નરની પધરામણી થઈ ત્યારે કાઠિયાવાડના અનેક નૃપતિઓ આવેલા. એજન્સીના અધિકારીઓએ સગવડની ખાતર. આ નૃપતિઓની સાથે દરેક ઘોડાગાડીમાં એક એક અધિકારી બેસાડી દીધેલો. ઘણું કરીને તે વખતે કેળવણીના અધિકારી ગોપાળજી સુરભાઈ હતા, અને તેમને તે વખતના નવાબની સાથે બેસવાનું આવ્યું. નવાબે જ્યારે જાણ્યું કે પોતાની સાથે 'લડકેકુ પઢાનેવાલા બડા પંડ્યા' બેઠા છે ત્યારે તેમનો મિજાજ ગયેલો. ગુજરાતીઓની પણ સાહિત્યકારો પ્રત્યે લગભગ આવી 'બડા પંડ્યા' જેવી દૃષ્ટિ છે. અમદાવાદ તો એક રીતે વ્યાપારપ્રધાન કોટનદલાલિયા ગામ રહ્યું, એટલે એમાં એ દૃષ્ટિ વધારે ભયંકર રીતે સ્પષ્ટ દેખાય છે. પણ ગુજરાતીઓ ભૂલી જાય છે કે એમની સમૃદ્ધિભૂમિકા ઉપર આખું હિંદ પોતાની વડાઈ ચલાવી શકે છે, એવી જ રીતે એમની સંસ્કારભૂમિકા ઉપર પણ આખું હિંદ દૃષ્ટિ માંડે એ ગૌરવનો વિષય ગણાવો જોઇએ.

સાહિત્ય પ્રત્યે આપણે આ દૃષ્ટિએ જોવું જોઇએ કે એને જીવનમાં નિત્યસ્થાન મળવું જોઇએ. જેવી રીતે આપણી અનેક જરૂરિયાતોને આપણે વસાવીએ છીએ, તેવી રીતે કોઈ પણ સંસ્કારી ઘરમાં એક ખંડ નૃત્ય, સંગીત, ચિત્ર, સાહિત્ય એ વિષયોની ઉપાસના માટે અલગ રહેવો જ જોઇએ. એ વિષયો પ્રત્યેની આપણી ઉપેક્ષાને લીધે, આપણું જીવન છીછરું ને ટૂંક દૃષ્ટિ બની ગયું છે. આપણા કંઠમાં માધુર્ય, ચાલમાં સુરેખ ગતિ, દેહમાં સપ્રમાણતા અને માનસમાં વિશદતા રહ્યાં નથી. આપણે ગુજરાતીઓ મોટામાં મોટા

આનંદ કરીએ છીએ ત્યારે ચેવડો ખાઇને ચા પીએ છીએ. પ્રજાની આનંદ કરવાની વૃત્તિમાં પણ આવી ક્ષુલ્લકતા પ્રવેશે તો એ પ્રજા એકાદએ પેઢીમાં પોતાનું સઘળું ગૌરવ ખોઇ બેસે. ગુજરાતીઓ જે એક વસ્તુને પોતાની અમૂલ્ય શક્તિ માને છે, એ શક્તિ ઉપર હવે પછી આવનારો હુમલો સહન કરવાની એમનામાં તાકાત રહી નથી. અને જ્યારે વધતા જતા ગરીબીવાદને લીધે હરકોઈ પ્રજાકીય સરકારે દરેક વ્યક્તિની પેદાશ ઉપર ભયંકર રીતે કુહાડો મારવો જ પડશે, ત્યારે જે એક વસ્તુને આધારે લોકો પોતાને શ્રેષ્ઠ માને છે તે વસ્તુ ભીડી જશે. એ વખતે એમની પાસે જે માનસી સત્ત્વ હશે એને આધારે જ એમની કિમ્મત થશે.

મૂલ્યપરિવર્તનનો જમાનો ઘણી ઝડપથી આવી રહ્યો છે. ગુજરાતીઓ પોતાના સ્વત્વવિકાસના કાળમાં આળસ બતાવી રહ્યા છે તે તેમને ભારે પડે તેમ છે. વિશિષ્ટ ગુણોના વિકાસ માટે જ્ઞાતિઓનું અસ્તિત્વ જરૂરી છે એવા મહાન વૈજ્ઞાનિક સિદ્ધાંતો ઉપર જ્ઞાતિઓ પોતપોતાની પરિવર્તનશીલતા નહિ બતાવે તો એમના વિશિષ્ટ ગુણો —ને દોષો—ને સામર્થ્ય સઘળું જ વિનાશ પામશે. જે ભાગ્ય જ્ઞાતિ માટે છે તે જ ભાગ્ય ગુજરાતના આખા સમાજ માટે પણ છે.

અત્યારે ઊંચામાં ઊંચા પ્રકારની શક્તિના આવિર્ભાવ માટે સમાજે તૈયાર થવું જોઇએ. એણે પોતાની Expression Power —વ્યક્ત થવાની શક્તિનો પરિચય આપીને જ પોતાના અસ્તિત્વને ટકાવવું રહ્યું.

ગુજરાતનો નીચલો મધ્યમ વર્ગ ઝડપથી અદૃશ્ય થઈ રહ્યો છે. એ મજૂર—અને શ્રમજીવીઓ સાથે આર્થિક સમાનતાના ધોરણ પર આવી રહ્યો છે. સો રૂપિયાનો નોકર, હેરકટિંગ સલૂનનો માલિક, મિલના વીવીંગમાં કામ કરતો મજૂર, શિક્ષક તથા ધોબી—એ સઘળાં એક જ ચાલીમાં સમાન ધોરણે રહેવા લાગ્યાં છે. આ આર્થિક સમાનતા વહેલેમોડે બીજાં અનેક બંધનો ઢીલાં કરી નાખશે. અને

એમાંથી એક એવો વર્ગ ઉત્પન્ન થશે કે જેણે વર્ગવિગ્રહ વખતે નીચલા થર સાથે મેળ બાંધવો પડશે. ગુજરાતનો ઊંચો મધ્યમવર્ગ —અને શ્રીમંતવર્ગ—એ બંને વર્ગ પોતપોતાની અત્યંત સંકુચિત સાંપ્રદાયિકતા નહિ તજે, તો કોઈ પણ સરકારે વહેલેમોડે એમની ઉપર વધારેમાં વધારે ભાર મૂકી, આખી પ્રજાને વર્ગવિગ્રહમાંથી બચાવી લેવા માટે, સંસ્કારસમૃદ્ધિને સામાન્ય ધોરણ પર લાવી મૂક્યા વિના છૂટકો જ નથી. એટલે જ એ લોકોએ સાહિત્ય પ્રત્યેની અભિરુચિ કેળવી, એમાંથી પોતાના જીવનના આદર્શો મેળવી, પોતાના અન્તર્ગત આનંદથી પ્રજાને વધારે વૈજ્ઞાનિક ને વ્યવસ્થિત રીતે જીવવાનું શિક્ષણ આપવા તરફ ધ્યાન આપવું ઘટે. કાયદાની ક્રૂરતાથી સરકાર જે ખૂંચવી લેશે—એમાં આપ્યાનો આનંદ નહિ રહે, અને જીવનઘડતરમાં ભાગ લીધાનો સંતોષ નહિ મળે.

ગુજરાતીઓમાં સાહિત્યઅભિરુચિ નથી એ વસ્તુનાં મૂળ ઘણાં ઊંડાં છે: અને એનું પરિણામ કેટલું વ્યાપક થશે એ પણ આપણે જોયું; હવે એ અભિરુચિ કેળવવા માટે વ્યવહારુ માર્ગો તપાસવા રહ્યા.

ગુજરાતીઓ પોતાની જૂની શિલ્પકૃતિઓ શોધે, રચે, ને નવેસરથી રચાવે; પોતાનાં મકાનો ને 'ફર્નિચર'માં દૃષ્ટિ કેળવે, ખીચડા પાડી ઢગલો ન કરે. ગુજરાતીઓ પોતાના મેળાવડા સાંપ્રદાયિક કે ધાર્મિક તત્ત્વો પર ન કરતાં સાંસ્કારિક તત્ત્વો પર ઘડે.

દરેક ગુજરાતી, રસોડા જેટલી જ પોતાને ત્યાં પુસ્તકાલયની આવશ્યકતા સ્વીકારે.

હરેક સિનેમામાં દોડવાને બદલે—સુરુચિ કેળવી, પોતાને સાચો આનંદ આપે એવી કૃતિઓનું મૂલ્યાંકન કરતાં શીખે.

સંગીત, નૃત્ય, વ્યાયામ, એવા સમૂહના દેખાવો રચી સંઘજીવન વિશાળ અર્થમાં જીવતાં શીખેઃ પોતાના વ્યાપારી પ્રશ્નોનું વૈજ્ઞાનિક દૃષ્ટિએ નવું પૃથક્કરણ કરે.

ગુજરાતને પોતાની સંસ્કારિતા છે એ પોતાના સંઘજીવનથી સૌને બતાવી આપે.

# આનંદ

**જુવાનોની** અતિ પ્રિય વસ્તુ આનંદ છે. જીવનને, વિષાદની પ્યાલીમાંથી જ્યાં સુધી એકાદ રસબિંદુ સાંપડયું નથી, ત્યાં સુધી જીવનમાં ઓર પ્રકારની મસ્ત ખુમારી અને તાજગી ભરેલી હોય છે; અનુભવથી રીઢા થયેલા પણ હતાશ નહિ બનેલા એવા અનેકો પ્રજાના ઊછરતા ફાલ ઉપર, અસીમ વિશ્વાસ અને તર્કાતીત શ્રદ્ધા ધરાવે છે. એ વસ્તુસ્થિતિના મૂળમાં પણ જુવાનોની આનંદવૃત્તિ અને કદી પણ નિરાશ ન થવાની પ્રાણશક્તિ એ કારણરૂપ હોય છે; પણ આ જુવાનવૃત્તિમાં જેમ આટલી ચેતના સભર ભરી છે, તેમ એ ચેતનાને જોમ આપે, એવું રણાંગણ પણ ત્યાં પડેલું છે. અસંખ્ય જુવાનોને આ રણાંગણની માહિતી જ હોતી નથી. આ રણાંગણમાંથી પાર ઉતારનારા, ચેતનાના સ્ફૂર્તિદાયક ઓજસની પણ એમને ખબર હોતી નથી. એટલે તો તેઓ પોતાની શક્તિના મહાસ્રોતને પૂરેપૂરો પિછાની શકતા નથી. થોડાં વર્ષો એ શારીરિક શક્તિને પરિણામે ચેતનના ફુવારાની જેમ ઊછળે છે, આનંદે છે, કૂદે છે, નાચે છે, મહાલે છે, ક્ષુલ્લક પદાર્થોમાં રસ લે છે, અને એની આવી આનંદી વૃત્તિને પડછાયે અસંખ્ય સ્વપ્નોની માયા વિકસે છે. ઘણાને તો એ વાતની પ્રતીતિ કોઈ પણ દિવસ થતી જ નથી કે આનંદવૃત્તિ એ ખરી રીતે તો પરાક્રમ માટેની સહજ ભૂમિકા છે; અને પુરુષાર્થને સાત્ત્વિક જલજીવનસિંચન આપનારી એ જ અમરવેલી

છે; જીવનના રસપાત્રમાંથી બિંદુએ બિંદુનું પાન કરવું હોય તેમને, જીવનની કોઈ પણ પળ, નિરર્થક ટોળ કે નિષ્ક્રિય મજામાં ગાળવી પોસાય નહિ; એમને માટે તો આનંદ એ જીવનનું રસાયન છે; અને રસાયનની જેમ એની માત્રા અને એની કરી પાળી હોય તો જ એ શરીરને સ્વાસ્થ્ય ને સ્ફૂર્તિ આપે: પણ જુવાનોનો ઘણો મોટો ભાગ એનો રાસાયનિક ઉપયોગ કરી શકવાની શક્તિ ધરાવતો હોતો નથી. અને જે કેળવણી એમને મળે છે, એ કેળવણીમાં આનંદ—અને ક્ષુલ્લક ટોળ વચ્ચેનો તફાવત સમજી શકવાની નિવેકવૃત્તિનો વિકાસ થાય એવું કાંઈ જ આવતું નથી; એટલે વર્ષો પસાર થતાં આનંદી લાગતા જુવાનો યાંત્રિક રીતે મશ્કરા બને છે; જીવનરસાયન ખોઈ બેસે છે; જીવનની તાજગી ગુમાવી બેસે છે; જીવનનો એમનો રસ પણ મરી પરવારે છે. અતિશય મીઠાશ વડે જે સ્થિતિ રસનાની થાય તેવી એમના જીવનરસની થાય છે. એ સઘળાંનું કારણ, જે અવસ્થામાં સાંસ્કારિક આનંદ લેવાની વૃત્તિનો વિકાસ કરવો ઘટે, તે અવસ્થામાં આનંદ, ટોળ, મશ્કરી, ક્ષુલ્લક રસવૃત્તિ, જોડકણાં કવિતાવૃત્તિ, એ સઘળાંનો ખીચડંપાક જીવનક્રમમાં સ્થાન લઈ બેસે છે, એ છે.

જુવાનો, કેળવણીકારો, સમારંભ ગોઠવનારાઓ, સઘળાઓ આ વસ્તુ વિષે વિચાર કરશે ખરા ?



# પત્રકારત્વનો અધિકાર

**અધિકાર** વિના મેળવેલી વસ્તુઓ એના મેળવનારને સંતોષ આપતી નથી કે એની દૃષ્ટિને વિશાળ બનાવતી નથી. જીવનમાં અધિકાર એ પણ એક મૂલ્યવાન વારસો છે. કોઈ પણ વસ્તુ મેળવતાં પહેલાં માણસે એના અધિકાર માટેની યોગ્યતા સિદ્ધ કરવી ઘટે છે. કેટલેક ઠેકાણે તો આને કડક નિયમો પણ હોય છે અને અનુભવ તથા જીવનસંગ્રામની સરાણ પર ન ચડેલા માણસને અનધિકારી ગણવામાં આવે છે.

લેખક અથવા વિવેચક થવા માટે પણ આવી કોઈ પૂર્વતૈયારીની જરૂરિયાત હવે સ્વીકારવી જોઈએ. આજે લોકોને વાંચવાનો શોખ થયો છે; વિવિધ પ્રકારનું જ્ઞાન મેળવવાની જરૂરિયાત જાગી છે, એ પ્રકારની જરૂરિયાત પૂરવા માટે અનેક પ્રકારના લેખકો અને વિવેચકોની માગણી ઊભી થાય છે. પત્રકારત્વ એ કલા અને ઉદ્યોગના સમન્વય સ્થાપનાર બળ તરીકે જનતામાં સ્થાન મેળવતું જાય છે. લોકશાહીનું તો મુખ્ય બળ જ પત્ર અને પત્રકારો બની રહે છે. એટલે આપણે ત્યાં સાહિત્યનું આ અંગ અધિકારી જનોને હાથે વધારે વિકાસ પામે એ જોવાનો સમય આવી ચૂક્યો ગણાય. અત્યારે યુનિવર્સિટી માતૃભાષાને સ્થાન આપવાનો અને એ સ્થાન વધુપડતું મહત્ત્વ પ્રાપ્ત ન કરે એની ચોકીદારીનો એવો દ્વિધા કાર્યક્રમ રાખે છે, એનો

હવે અંત આવવો જોઈએ. માણસ પોતાને માતૃભાષાદ્વારા જેટલો સમર્થ બનાવી શકે તેટલો કોઈ દિવસ પરભાષાદ્વારા ન જ બનાવી શકે. કાર્ય માટેનો પોતાનો અધિકાર માણસ ભાષાદ્વારા જ પ્રકટ કરી શકે. ભાષાદ્વારા જ માણસ માણસને સમજી શકે. એટલે યુનિવર્સિટી પોતાના અભ્યાસક્રમમાં માતૃભાષા દ્વારા પત્રકારત્વનો અનુભવ સમાવે એ બહુ જરૂરી છે.

સંસ્કારની દૃષ્ટિએ એ વસ્તુની યોજના અભ્યાસક્રમમાં થાય તો પત્રકારત્વ એક પ્રકારનું શિક્ષણસામર્થ્ય ધરાવતું થાય. પત્રકારોની અત્યારની જવાબદારી ઘણી મોટી છે. એક રીતે ગણો તો એ રાષ્ટ્રના ખડા સૈનિકો છે, એના પ્રમાણમાં એનાં સાધન ઘણાં અપૂર્ણ અને એના ઉપર લટકતી તલવારો ઘણી જલદ છે. એટલે એ પોતાને ત્યાં સ્વતંત્ર વિચારકોને સત્કારવાની શક્તિ ધરાવતો નથી. એથી કરીને બને છે એવું કે જે છપાય છે તે વંચાય છે. લોકશિક્ષણનો કે સંસ્કારનો મહાન પ્રયોગ કરવાની એમનામાં શક્તિ હોય તો પણ સંજોગો એમને જકડી રાખે છે.

આ પરિસ્થિતિમાં પત્રકારત્વનો ધંધો આકર્ષક બને અને સમર્થ શક્તિશાળી જુવાનો દ્વારા એ ધંધાની મુશ્કેલીઓનો સામનો થઈ શકે, માટે યુનિવર્સિટીએ પોતાના અભ્યાસક્રમમાં વધારા તરીકે નહિ, પણ વિશિષ્ટ પ્રયોગ તરીકે પત્રકારત્વને માનભર્યું સ્થાન આપવું જોઈએ. જો લોકશાહીની સ્થાપના ભણેલીગણેલી જનતાદ્વારા જ કરાવવાની હોય, તો લોકશિક્ષણ અને લોકસંસ્કારનો ફેલાવો કરે એવું પત્રકારત્વ અસ્તિત્વમાં આવવું જોઈએ. અને એ પત્રકારત્વનો અધિકાર મેળવવા માટે જુવાનોને તૈયાર કરવામાં આવે તો એથી એકંદરે એ ધંધો તેજસ્વી થાય.

એથી એક બીજો ફાયદો પણ છે. સાધારણ રીતે જુવાન માણસ તરંગી ને કલ્પનાશીલ હોય છે. એ કલ્પનાને કાચી વયમાં અનુભવ વિનાના લેખો કે કાવ્યોદ્વારા પ્રકટ કરવા મથે છે. એથી એનો

સમય જાય છે, ને વ્યવહારુ દૃષ્ટિએ એ નિષ્ફળ પણ બને છે. પત્રકારત્વ અને એનાં અનુષંગી કાર્યો જો અભ્યાસક્રમમાં દાખલ થાય તો ઘણા જુવાનો એમનું વ્યવહારુ સ્વરૂપ સમજી શકે; એટલું જ નહિ, સાહિત્યમાં જે એક પ્રકારની રચનાઓ જ લોકપ્રિય થઇ લોકરુચિને હીન બનાવે છે, તેનો ઉકેલ પણ મળે. સાહિત્યના અનેક પ્રકારો—પ્રસંગચિત્રો, સામાજિક ઘર્ષણો, કટાક્ષો, સિનેમા-વિવેચનો, રિપોર્ટો, નિત્યજીવનના પ્રશ્નો, ધંધાદારી વિકાસના પ્રયત્નો, જીવનચરિત્રો, નાગરિક ધર્મો, નગરરચનાઓ, નગરજનોની સંઘશક્તિઓ—આ અને એવા અનેક વિભાગો દ્વારા સાહિત્ય વધુ વિશાળ બની, નિત્યજીવનની જરૂરિયાતનું સ્થાન પ્રાપ્ત કરે તો લોકશક્તિ એ આંધળું ટોળાવાદી બળ ન રહેતાં સમજી શકે તેવા માણસોનું ઐચ્છિક સામર્થ્ય થઈ જાય.

લોકશાહીની સફળતાનો ઘણો મોટો આધાર પત્રકારત્વ ઉપર પણ છે. એટલે જે લોકશાહીની ભવિષ્યમાં રચના થવાનો સંભવ છે. તેમાં મદદરૂપ થવા માટે શિક્ષણસંસ્થાદ્વારા પત્રકારત્વનો અભ્યાસ શરૂ થાય એટલી પ્રાથમિક તૈયારી જરૂરી પણ છે.

અત્યારે લોકો પત્રો વાંચે છે તે કેવળ લડાઇના સાચા-ખોટા સમાચાર જાણવા માટે, અથવા નવાજૂની મેળવવા માટે; પણ વિશ્વમાં જે નવાં બળો કામ કરી રહ્યાં છે, નવા વિચારો, નવી રચનાઓ, નવી સમસ્યાઓ ઉત્પન્ન થાય છે, તેમાં પોતાનું સ્થાન ક્યાં હશે એ સમજવાની જરૂરિયાત, કલાકના સાડાત્રણસો માઇલના એરોપ્લેનના જમાનામાં તો, નિત્યભોજન જેવી જ અગત્યની બની જશે. એટલે હજારો જુવાનોને કેવળ અંધકારમાં આંધળો ભૂસકો મરાવવાનું જે પાપ આજ દિવસ સુધી યુનિવર્સિટીએ કર્યું છે તેના પ્રાયશ્ચિત્ત લેખે પણ, એણે પોતાને ત્યાંના રાષ્ટ્રીય નિયોજનમાં જરૂરી હોય ને ઉપયોગી હોય એવા એકાદ પ્રયોગની પહેલ કરવી જોઇએ.

# આપણું ગુજરાત

આપણે સૌને ભાગે આજે જે ગુજરાત આવ્યું છે તે ગરીબમાં ગરીબ છે ને સમૃદ્ધમાં સમૃદ્ધ છે. માતા કુંતા જેમ વારંવાર આશીર્વાદ આપતાં કે પાંચે ભાઈઓ સરખે ભાગે વહેંચી લો, તેમ ગુજરાતીઓ માટે સરખે ભાગે વહેંચી લેવાની એક જ વસ્તુ રહી છે, અને તે ગરીબી. પણ જો એ ગરીબી સરખે ભાગે વહેંચી લેવાની કોઇ પણ હિકમત ગુજરાતીઓ સિદ્ધ કરી શકશે તો ચર્ચિલ ને રૂઝવેલ્ટ, સ્ટેલિન ને હિટલર સુધીના રાજદ્વારી પુરુષો મોંમાં આંગળાં નાખીને આશ્ચર્ય-ચકિત થઈ જશે. એટલું જ નહિ, લોહીનું એક પણ ટીપું પાડ્યા વિના આ અદ્‌ભુત વસ્તુ સિદ્ધ કરવાની કોઈ પણ યોજના અસ્તિ-ત્વમાં આવશે તો આજે આંહીંના લોકો જેમ રશિયાનો અભ્યાસ કરવા દોડે છે, તેમ ત્યાંના લોકો આંહીંનો અભ્યાસ કરવા દોડશે. પણ આ કેવળ આકાશી ખ્યાલ છે કે માત્ર સ્વપ્ન છે, ઘેલછા છે કે મતિભ્રમ છે કે માયાવી શબ્દજાળ છે, એમ કોઇને લાગવાનો સંભવ છે. મને આપણી સંસ્કૃતિનો જે ખ્યાલ છે તે પ્રમાણે આ વસ્તુ આ દેશમાં શક્ય છે. મનુસ્મૃતિનો એક શ્લોક મને યાદ આવે છે. એમાં એમ લખ્યું છે કે, માણસ પોતાની મેળે કોઈ મનુષ્યવધના પશ્ચાત્તાપથી મુક્ત થવા માગતો હોય, તો તેણે પોતાના જીવના જોખમે પારકાનું રક્ષણ કરવા બહાર પડવું. એ એનું પ્રાયશ્ચિત્ત છે. હિંદુસંસ્કૃતિમાં

વપરાયેલો 'ધર્મ' શબ્દ એટલા બધા અર્થો સાચવે છે કે જ્યારે જ્યારે આ દેશને ખપ પડે ત્યારે કોઈ પણ મહાન વ્યક્તિ એને આધારે નવા યુગનું નિર્માણ કરી શકે તેમ છે. લેનિનના સૂત્રની પેઠે ધર્મ એ આપણે ત્યાં અફીણના બદલામાં વપરાતો શબ્દ નથી.

આંહીંની વિશિષ્ટતાઓ ખાસ અભ્યાસ માંગે છે. આજે અર્થને નવો અર્થ આપવાની—એનું મૂલ્યાંકન નવી રીતે આંકવાની—દુનિયા આખીમાં જરૂરિયાત ઊભી થઈ છે. તે સમયે આપણી પ્રાચીન પ્રણાલિકાઓને નવેસરથી સમજવાનો પ્રયત્ન કરવો આવશ્યક બને છે. જૈનધર્મમાં અપરિગ્રહને—એટલે કે આર્થિક સંગ્રહ અમુક મર્યાદા ઉપર જાય ત્યારે સ્વેચ્છાથી એનો ત્યાગ કરવાની વૃત્તિને—મહાન તપ માન્યું છે. હિંદુધર્મમાં કેવળ સંગ્રહ કરવાની વૃત્તિને અધમ વૃત્તિ ગણી છે. ઇસ્લામધર્મને વ્યાજખોર વૃત્તિ ખપતી નથી. પારસી ભાઈઓની દાનશીલતા પાસે તો કેવળ મસ્તક નમાવવું પડે છે. આવી હિંદુ, મુસ્લિમ, પારસી, જૈન જેવી જ્ઞાતિઓની બનેલી ગુજરાતી પ્રજા—તમને નથી લાગતું કે કદાચ ભારતવર્ષમાં ક્યાંય નહિ હોય એવું કોઈ નવું સ્વપ્ન સૌથી પહેલું સિદ્ધ કરે તો એમાં કાંઈ પણ નવાઈ નથી ?

## પુનર્રચના

ત્યારે આપણા ગુજરાતની આ પુનર્રચના કરવા માટે સૌથી પહેલાં તો આપણે ભાષાનું મહાન પ્રેમબંધન સ્વીકારવું પડશે. આપણે સૌ ગુજરાતીઓ છીએ—કારણ કે આપણે ગમે ત્યાં વસતા હોઇએ પણ આપણી માતૃભાષા ગુજરાતી પ્રત્યે આપણને સતત પ્રેમ રહ્યાં કરે છે. આ ભાષાજ્ઞાનથી આપણો કોઈ પણ ગુજરાતી વંચિત રહી જાય એ આપણી સૌની શરમ ગણાવી જોઈએ. એટલે સામાન્ય કે અતિ સામાન્ય સ્થિતિના ગુજરાતીઓ ગમે તે વિભાગમાંથી આવતા હોય અને ઉદ્યોગવાળા શહેર તરફ આકર્ષાયા હોય, પણ ત્યાં વસતા સૌ ગુજરાતીઓ ઉપર આ એક અણલખ્યું ઋણ છે કે તેમણે ગુજરાતી-

ઓનાં બાળકો માટે ભાષાજ્ઞાનનો સહેલામાં સહેલો અને સોંઘામાં સોંઘો માર્ગ સૌને માટે ખુલ્લો કરવો જોઈએ. એમાં સંપ્રદાય, ધર્મ કે જ્ઞાતિ—એ કોઈ પણ વસ્તુ જોયા વિના, કેવળ ગુજરાતનો બાળક છે એ એક જ ખ્યાલ રાખીને, જ્ઞાનદાનનો પ્રબંધ કરવો ઘટે છે. આપણી નવરચનાનું આ પ્રથમ બીજ છે. જે શહેરના લોકો આવું નહિ કરી શકે તે પોતાનું વ્યક્તિત્વ ગુમાવશે.

એક માણસને વરેલી ગરીબી એ ગરાબી છે; જ્યારે એ ગરીબી અનેકોની વચ્ચે વહેંચાઈ જાય છે ત્યારે એ સમૃદ્ધિ બની રહે છે, કારણ કે એથી બધા માણસો વચ્ચે એ પ્રેમનું બંધન બાંધે છે. ગુજરાતી પ્રજા જે બહાર આવે છે, તે મુખ્યત્વે વેપાર કરવા આવે છે. ગુજરાતીઓ જૂના કાળથી જ સમુદ્રના સ્વામી છે. આજે એમણે સમુદ્ર ઉપરનો કાબૂ રાજકીય પરિસ્થિતિને લીધે ભલે ગુમાવ્યો છે, પણ સમુદ્રની એમની મૈત્રી ઘણી જૂની છે. એટલે ગુજરાતીઓએ વ્યાપાર માટે આવેલા ને આવતા સૌ ભાઈઓની માહિતી અર્થે બે વસ્તુ કરવી ઘટે: એક તો જે કોઈ ગુજરાતી કેવળ આર્થિક તંગીને કારણે પોતાની આજીવિકા પ્રાપ્ત કરવામાં નાહિંમત થતો લાગે તેને ટકાવવા માટે તદ્દન નામના વ્યાજથી મદદ આપવાનો પ્રબંધ કરવો, અને એ જ પ્રમાણે પોતે જે મૂળ ગામમાંથી કે મૂળ ભાગમાંથી આવ્યા હોય તેમાં વેપાર અને ખેતી અને ઉદ્યોગ એ ત્રણે માટેની ભૂમિકા રચવામાં મદદ કરવી. જૂના જમાનાનું વીરત્વ શસ્ત્રના ઉપયોગમાં હતું, આજના જમાનાનું વીરત્વ અર્થના ઉપયોગમાં રહ્યું છે. આજે જે શસ્ત્ર શોધી શકે એ બહુ બહુ તો સંહાર કરી શકે છે, પણ જે આર્થિક પુનર્રચનામાં સ્વેચ્છાથી પોતાનો ફાળો આપે તે એક પ્રકારનું નવું સર્જન કરે છે. ગુજરાતીઓએ તો આર્થિક પુનર્રચનાનો એક એવો માર્ગ શોધવો જોઈએ કે જેથી જીવનની મુખ્ય ત્રણ જરૂરિયાતો—ઘર, આરોગ્ય ને આરામ—એ વિનાનો કોઈ ગુજરાતી હોય જ નહિ. ગુમાસ્તાધારાએ જે લાકડીને ટેકે કરાવ્યું, તે

વ્યવહારશીલ ગુજરાતી મહાજનોએ પોતાના પ્રબંધથી વહેલું કર્યું હોત તો ? મનુષ્યની ધર્મશીલતાનો મોટામાં મોટો પુરાવો આ છે કે એ બીજા માણસ પ્રત્યે પોતાનો અનુરાગ પ્રકટ કરે છે. અને એ અનુરાગને વ્યવહારમાં મૂકવા એની જરૂરિયાતોનો પણ અભ્યાસ કરે છે. એક એવું મહાજનમંડળ સ્થાપવું જોઈએ કે, જેમાં વ્યાપાર અને વ્યવહારના અંગેના સર્વ આર્થિક પ્રશ્નોનો, છેલ્લામાં છેલ્લી પ્રવૃત્તિઓ સાથે સુમેળ સાધીને, અભ્યાસ થતો હોય. ગુજરાતીઓ આજ દિવસ સુધી ધર્મશાળાઓ, મંદિરો અને નિશાળો બાંધતા આવ્યા છે; નવા યુગમાં એમણે સર્વધર્મના અને સર્વ વિચારના માણસો જ્યાં આરામ લે, વ્યાયામ લે, વિજ્ઞાન શીખે, આનંદ કરે, જ્ઞાન મેળવે ને વ્યાપાર કરે એવું એક 'ગુજરાતીઓ માટેનું સામાન્ય ગૃહ' બાંધવું પડશે. જે વસ્તુ વહેલે–મોડે પરદેશી સરકાર આપણી પાસેથી જ પૈસા ઉઘરાવીને કરવાની છે તે વસ્તુ એક મહાન મહાજનદ્વારા જેટલી વહેલી થાય તેટલી વહેલી કરવામાં પ્રજા તરીકેનું ગૌરવ રહ્યું છે.

## એ વિષય જાતશોધનનો છે

કેટલાક જુવાન લેખકો, પ્રશંસકો, મિત્રો અને વિવેચકો અવારનવાર મારી સાથે જે પત્રવ્યવહાર કરે છે તેમાં એક સામાન્ય ફરિયાદ હમેશાં આવ્યા કરે છે: "આ તરફ અમારી ભાવનાને કોઈ સમજતું નથી. અમારી ચારે તરફ વ્યવહારનું જ વાતાવરણ છે. કોઈ ઉત્તેજન આપતું નથી. અમારાથી થાય તેટલી સાહિત્યસેવા કરીએ કરીએ છીએ પણ સાહિત્યની કોઈને પડી નથી"—વગેરે.

આ ફરિયાદ વજૂદવિનાની તો ન જ ગણી શકાય. બીજા પ્રાંતના મુકાબલે ગુજરાતમાં સાહિત્યપ્રીતિ ઓછી હશે અને છે એ વાત લગભગ નિર્વિવાદ રીતે સિદ્ધ ગણાય છે. પરંતુ જેમની પાસે ભાવના છે, જેમને કવિતા કરવાનું મન થાય છે ને જેમની કવિતાને કોઈ ઉત્તેજન આપતું નથી, જેમને સાહિત્યસૃષ્ટિમાં રાચવું છે ને જેમને વડુ ઠપકો આપે છે કે આ નવરાના ધંધા કરતાં રોટલો કામી લાવો ને!—આ સઘળા મિત્રોને એક સામો પ્રશ્ન પૂછી શકાય: 'શું સાહિત્ય એ એવી જીવનવિલાસની વસ્તુ છે કે જેને મેળવવા માટે એના સાધકે કોઈ પણ પ્રકારની ઉપાસના કરવાની હોતી નથી? જો એ ઉપાસનાની વસ્તુ હોય તો કોઈ પણ સાધકને પોતાના ઉપાસનાના માર્ગની વિટંબનાઓ વિષે એક હરફ પણ ઉચ્ચારવાનો હોય ખરો? જો સાહિત્યકાર એ પણ સઘળાની પેઠે માંસ, હાડ ને ચામની આકૃતિ

માત્ર હોય, ને જે વડે એ આકાર ટકી રહ્યો છે એ વસ્તુ વિષેનું એનું અજ્ઞાન કે અશ્રદ્ધા જો તદ્દન સામાન્ય મનુષ્ય જેવાં જ હોય તો તો એ બેઠો બેઠો આખા જીવનભર જોડકણાં જોડે, છતાં એનામાં એવું કોઈ સામર્થ્ય નથી કે લોકોને એમાં રસ પડે. તો તો માણસ જીવનમાં જેમ અનેક ભૂલો કરે છે, તેમ આ પણ એક ભૂલ છે. ચૌદથી ચોવીસ સુધીના ઉત્સાહભરેલા દરેક જુવાનને આ ભૂલ કરવાનો અધિકાર પણ છે, કારણ કે એવી ભૂલો એ જ એનો જીવનપંથ ઘડનાર નિયામક વસ્તુ બની રહે છે. પણ આવી ભૂલ કરવી એ એક વસ્તુ છે ને ભૂલ કર્યા છતાં ભૂલ ન જ સમજવી એ તદ્દન જુદી વસ્તુ છે.

લોકસંગ્રહ કરવાની લેશ પણ ઇચ્છા ધરાવનારનો પહેલો ધર્મ જ એ બની રહે છે કે એ જે વસ્તુ આપે તે પોતાની સર્વોત્તમ પળોના પાવક અગ્નિ વડે શુદ્ધ થયેલી સો ટચના સોના જેવી જ આપે, એમ ન આપી શકે તો બિલકુલ ન જ આપે; કારણ કે સાહિત્ય એ ફાઉન્ટનપેન ને કાગળના આકસ્મિક સંયોગથી ઉત્પન્ન થનારો માલ બને એના કરતાં તો સાહિત્યકાર વધારે નફાકારક ધંધામાં પડે તો લોકો એની કૃતિઓથી બચે ને એની વહુ ભૂખમરામાંથી બચે.

અને હરેક સાહિત્યકાર આટલું નોંધી રાખે. એની પાસે સો ટચને બદલે જો પચાસ ટચનું પણ સોનું હશે—કાંઈક પણ ખરેખર ઝવેરાત હશે—તો વહેલેમોડે દુનિયા એના સામર્થ્યની માહિતી મેળવ્યા વિના નહિ જ રહે. અધીરાઈનું કાંઈ જ કારણ નથી. કોઈ સમજતું નથી એવું માનવાની જરૂર નથી. લોકો નહિ સમજતા હોય તો પ્રયત્નથી સાહિત્યકાર એવી ભાષા મેળવશે કે જ્યારે લોકો સમજશે ને એ લોકોને સમજશે. પણ લોકોને બે વસ્તુઓનું આકર્ષણ છે—કાં તો સાહિત્યકારનું પોતાનું સામર્થ્ય જે વાણીમાં રેડાયું હોય તે વાણીનો ટંકારવ સાચો હોય, અથવા તો એમનું પોતાનું જીવન જે વાણી પ્રકટ કરતી હોય એ વાણીનો રણકો અકબંદ હોય; એટલે કે કાં તો સાચો ભાવનાવાદ અથવા સાચો વાસ્તવવાદ. એકાદ

પુસ્તકની એઠમાંથી ઉત્પન્ન કરેલો વાસ્તવવાદ એ વાસ્તવવાદ નથી; નરી સ્વપ્નસૃષ્ટિમાંથી સર્જેલો ભાવનાવાદ એ ભાવનાવાદ નથી. કાં લેખક જીવનઘડતરનો લડવૈયો હોવો જોઈએ, અથવા તો જીવનભરતરનો જાણકાર હોવો જોઈએ. એ બેમાંથી એકેમાં નથી હોતો ત્યારે ઘણું કરીને એ ભૂલો કરનારો નિષ્ફળ વિદ્વાન હોય છે.

અને બ્રહ્માની સૃષ્ટિમાં નિષ્ફળ વિદ્વાન જેવું કોઈ કરુણ પાત્ર નથી.

# લખાણમાં કૃત્રિમતાનું બાહુલ્ય

**માણસના** બોલની પેઠે એના લખાણમાં ક્યારે કૃત્રિમતા આવે છે એ પણ વિવેચનનો વિષય છે. માનસિક વલણો ગ્રહણ કરવાની શક્તિવાળો અને કલ્પનાની ભૂમિકા સમજવાની આવડતવાળો સાચો વિવેચક, ઘડીના છઠ્ઠા ભાગમાં, જેમ ઘઉંમાંથી કાંકરા શોધી કાઢે તેમ, લખાણમાંથી કૃત્રિમતા શોધી કાઢી શકે છે. સાધારણ રીતે કૃત્રિમતા આવવાનાં મુખ્ય ત્રણ ભયસ્થાનો ગણી શકાય. પહેલું, ચાલતા ફેશની વાતાવરણમાં રાચવાની લેખકની મનોવૃત્તિ. હરકોઈ માણસને કીર્તિ વહાલી હોય છે. લેખકને તો કીર્તિ એ એક જ ચલણી નોટ રહી, એટલે એને એ વધારે વહાલી હોય તો એમાં કાંઈ નવાઈ નથી. કીર્તિપ્રિય હોવું એ જાતે તો દોષ પણ નથી, માત્ર એને ખાતર માણસને જ્યારે એની પાછળ ઘસડાવાની ઇચ્છા થઈ આવે ત્યારે જ એ દોષિત બને છે. આવી રીતે કીર્તિપ્રિય થવાની લેખકમાં ઇચ્છા જન્મે ત્યારે એ જે વસ્તુ પોતે ખરી રીતે માનતો નથી તે માને છે એમ ધારીને લખ્યે જાય છે. આ લખાણ નિષ્પ્રાણ ને કૃત્રિમ હોય છે.

બીજું ભયસ્થાન લેખકની પોતાની અભ્યાસ કરવાની રીતમાં રહ્યું છે. અનેક લખાણો એવાં હોય છે કે જે જલદી યાદ રહી જાય છે. આ લખાણો વિષે લેખકે પોતે ચિંતન કરેલું હોતું નથી, માત્ર એ લખાણોને એ ચલણી સિક્કા તરીકે પોતાના ખીસામાં મૂકી

રાખે છે અને પછી એ વાક્યોનાં રૂપાંતર કે ભાષાંતર થોડા ફેરફાર સાથે વાપરે છે. ચિંતનની આ દરિદ્રતાને લીધે આવાં લખાણો પણ નિષ્પ્રાણ ને કૃત્રિમ બની રહે છે—જોકે એ પારકાં તેજે તપતાં હોવાથી થોડાં ચળકાટભર્યાં લાગે છે.

ત્રીજું ભયસ્થાન લેખકના પોતાના માનસમાં રહ્યું છે. પહેલું ભયસ્થાન વાતાવરણપ્રેરિત હતું, બીજું ભયસ્થાન અભ્યાસની ખોટી રીતિમાંથી જન્મ્યું હતું, ત્રીજું ભયસ્થાન લેખકના લોહીમાંથી—એના માનસમાંથી—જન્મે છે. એમ તો પહેલાં બે ભયસ્થાનો પણ તમે સ્વભાવજનિત ગણવા પ્રેરાઓ એ શક્ય છે; પણ એ બન્ને એક રીતે પરાવલંબી કહી શકાય, જ્યારે આ ત્રીજું કારણ તો સ્વાવલંબી છે એટલે એમની વચ્ચે સૂક્ષ્મ પણ મહત્ત્વનો ભેદ રહ્યો છે. લેખકનું પોતાનું માનસ જ એવું બની જાય છે કે એ પોતે કૃત્રિમ સાધુ દેખાવા માટે, કૃત્રિમ રીતે આદર્શવાદી ગણાવા માટે, કૃત્રિમ રીતે જ જાણે લખાણને ઉચ્ચ પ્રકારનું કરવા પ્રયત્ન કરતો હોય એવું લાગે છે. આવાં લખાણ એકધારાં નિષ્પ્રાણ ને સંપ્રદાયની છાપવાળાં થઈ જાય છે.

આ ત્રણે પ્રકારની કૃત્રિમતાનાં ઉદાહરણો ચાલુ સાહિત્યમાંથી દરરોજ મળી શકે, પણ એની સાથે આપણે કાંઈ સંબંધ નથી. અકૃત્રિમતા એ શું છે એ તપાસવાથી પણ કૃત્રિમ કોને કહેવાય તે સ્પષ્ટ થઈ શકે.

લેખકને કાંઈક કહેવાનું છે એવું જે લખાણમાંથી વાંચનારને લાગ્યા કરે તે લખાણ સર્વોત્તમ ગણી શકાય. અલબત્ત, વાંચનારની મનોવૃત્તિ, એનો અધિકાર, એ બધી વસ્તુઓ પણ આ નિર્ણય બાંધતાં પહેલાં લક્ષમાં લેવાની હોય છે. પણ લખનાર પોતે જો પોતાના લખાણ માટે અધિકારની અપેક્ષા રાખીને લખે તો એ વસ્તુ ખોટી નથી, છતાં એ વાતાવરણ કૃત્રિમ લાગે છે. લખનારનું કર્તવ્ય તો સ્પષ્ટ જ છે કે પોતે જે લખ્યું છે તે માત્ર પોતે જ સમજી શકે એટલું

બધું અસ્પષ્ટાર્થ તો નથી ના—એ જોતા રહેવું. કેટલાક કહેશે કે શાસ્ત્રીય વિષયો તો અધિકારની અપેક્ષા રાખે જ છે, તો એમને નમ્રપણે કહી શકાય કે શાસ્ત્રીય લખાણોને સોપાનની પરંપરામાં ગોઠવ્યાં હોય તો છેલ્લા સોપાન માટે કેવું લખવું એ જાણવું એમાં પણ શાસ્ત્રીય કલા છે. જે માણસ એ જાણતો ન હોય એ માણસ ઘણું કરીને પોતાની જાતમાં જ રાચનારો સ્વાર્થી છે અથવા તો અભિમાની છે.

આ દૃષ્ટિએ જોતાં તો આપણાં ઘણાંખરાં લખાણો કાં અનભ્યાસી માણસો લખતા હોય છે, અથવા તો અતિપંડિતો લખતા હોય છે. પહેલો વર્ગ જ્ઞાનના અભાવે જે વસ્તુ આપે છે તે અપક્વ હોય છે; બીજો વર્ગ પોતાના અભિમાનમાં પોતે મત્ત હોઈ જે લખે છે તે લોકોપયોગી થવાને બદલે એમની પોતાની મનોવૃત્તિને એકલા પંડિત હોવાનો, ખુરસી ઉપર બેઠા બેઠા લઈ શકાય તેવો, ચાબિસ્કિટિયો આનંદ આપે છે.

આ પરિસ્થિતિમાંથી ઊગરવાનો એક જ માર્ગ છે—લોકો જે વસ્તુ વાંચે છે તે વસ્તુને ધીમેધીમે ઉચ્ચ કક્ષાએ લઇ જવી. લોકભાષા ઘડાશે, બગડશે, ભયંકર રીતે અપક્વ ને કઢંગી થશે કે એ શું થશે એનો ઘણો આધાર અત્યારે અઠવાડિકો ઉપર, અને બીજી રીતે ગણો તો કૉલેજહાઈસ્કૂલોના અધ્યાપકો ઉપર છે. આ બન્ને જગ્યાએ સમયની અને એમના સમયપત્રકની ફરિયાદ ઊભેલી છે. સામાન્ય વાંચનારનો ઘણો મોટો વર્ગ અઠવાડિકો વાંચે છે. બીજો વાંચનારો વર્ગ વિદ્યાર્થીઓનો છે. એમની રસવૃત્તિને જે રીતે ઘડવામાં આવશે તે રીતે ભવિષ્યની ભાષાનું બંધારણ થશે એમ કહેવામાં અતિશયોક્તિદોષ નથી એમ કહીએ તો ચાલે.

રાષ્ટ્રોત્થાનના કાર્યને ભાષા દ્વારા વેગ આપ્યા છતાં, એ વેગ કેવળ સંસ્કારહીન વેગ જ રહી ન જાય એ જોવાનું કામ અઠવાડિકોનું છે. એમની કીર્તિ અને રોટી ચલણી ‘ ફેશન ’ ઉપર ને જાહેર

ખબરો ઉપર હોય છે એ ખરું, છતાં તંત્રી પોતે પૈસા દ્વારા નહિ પણ પોતાના ભેજા દ્વારા વિચાર કરવાની શક્તિ ધરાવતો હોય છે, ત્યાં એ પોતાની છાપ પોતાના ઉપર આવે એ જોવાને આતુર તો રહે છે જ.

જે લખાણમાં વ્યક્તિત્વની છાપ નથી હોતી તે લખાણ ધારી અસર નિપજાવી શકતું નથી; કારણ કે જેમ છોકરાનો તાવ થરમોમિટર માપે ને માનો હાથ માપે એમાં ફેર પડે છે, તેમ જે લખાણ પ્રાણ ધારીને આવે છે તેમાં ને અમુક ચોક્કસ નિયમ પ્રમાણે ઘડેલું હોય છે તેમાં ઘણો ફેર પડે છે. એ ફેર એ જ લખાણ ને સાહિત્યનો ફેર બતાવે છે. લખાણને સાહિત્ય બનવું હોય તો એણે વ્યક્તિત્વની છાપ લઇને આવવું જોઈએ.

આ લખાણને પણ તમે કૃત્રિમ ગણી શકો કે જેમાં કેવળ સામાન્ય સૂત્રોને સત્યનો સ્વાંગ પહેરાવેલો હોય છે. ઘણાંખરાં અઠવાડિકોના તંત્રીલેખો એ સામાન્ય રીતે લખાણો જ કહી શકાય. એ છતાં એ જ લખાણો ઇચ્છારામ સૂર્યરામ હતા ત્યારે એનું વ્યક્તિત્વ સૂચવે એવાં તેજસ્વી ને મર્યાદિત થઈ શકતાં.

જેવી રીતે સિનેમાને લીધે શુદ્ધ સંગીતની રસવૃત્તિ લોકોમાંથી જતી રહી, તેવી રીતે અઠવાડિકોનાં કૃત્રિમ કઢંગાં લખાણોથી લોકોની રસવૃત્તિ હલકી તો નહિ બને ને? પછી માસિકો ચાલે જ નહિ એવો સમય તો નહિ આવે ને? અને જેમ જેમ લખાણ વધતું જાય, તેમ તેમ છેવટે 'સાહિત્ય' લુપ્ત થાય એ દશા તો નહિ થાય ને?

આ અને આવા ઘણા પ્રશ્નો આપણી લખાણની પ્રવૃત્તિ સાથે સંકળાયેલા છે.

અને એ દરેક પ્રશ્નની મહત્તા પ્રજાજીવનની દૃષ્ટિએ તો ઘણી ગણી શકાય તેમ છે.

પણ પ્રશ્ન આ છે; લખાણની માફક જ આપણું જીવન પણ

કૃત્રિમ નથી બન્યું? એને પણ કાંઈ કર્યા વિના ઘણું કરવાનો અને જાતને આગળ લીધા વિના આગળ ધપવાનો અભખરો નથી જાગ્યો?

જો એમ જ હોય તો તો સાહિત્ય માત્ર જ નહિ—આપણું જીવન પોતે જ, અને જીવનના સઘળા સંબંધો ને સઘળી યોજનાઓ પુનર્વિધાન માગે છે.

એ પુનર્વિધાનનો પંથ શી રીતે ઘડી શકાય?

શું પાછા હતા તેવા થવાથી એ પુનર્વિધાન શક્ય બનશે?

શું કોદાળપંથ (Bolshevism)ની માફક સઘળું સરખું કરી નાખવાથી એ પુનર્વિધાન શક્ય બનશે?

ઉચ્છૃંખલ વાવાઝોડાની પેઠે સર્વનાશ કરવાની—અને એની સાથે જ કૃત્રિમ બહુમતવાદને ફેંકી દેવાની—હિટલરી યોજનાથી એ પુનર્વિધાન શક્ય બનશે?

આપણને કોણ દોરી શકશે? ગાંધીજીનો પુરાણપંથ, લેનિનનો કોદાળપંથ, હિટલરનો અગ્નિપંથ; કે હજી દોરી શકે તેવો નરોત્તમ હવે પછી આવવાનો છે—કોઈ આધ્યાત્મિક જીવનપંથ?



## ડિમોક્રસી—પ્રજાવાદ કે ટોળાવાદ?

**બહુમતીથી** ચાલતાં તંત્રો પણ પાછળના સાચ્ચા પીઠબળ વિના અત્યંત પાંગળાં ને આંધળાં બની શકે છે. એક અંગ્રેજ લેખક લખે છે કે પ્રજાકીય બહુમતી કયા પ્રકારનું સ્વરૂપ લેશે તેનો ઘણો આધાર મુખ્યત્વે ત્રણ બાબતો ઉપર રહે છે: (૧) મત આપનારનું જ્ઞાન; (૨) મત લેનારનું જ્ઞાન; અને (૩) મતની આપ–લે થયા પછીની નિત્યજાગૃતિ. આ ત્રણ વસ્તુઓ જ્યાં ન હોય—એટલે જ્યાં મત આપનારમાં જ્ઞાન ન હોય, મત લેનારમાં ભાવના ન હોય, અને શ્રીમંતોની અસર નીચે પ્રજામત કામ કરતો હોય, ત્યાં પ્રજાકીય સંસ્થા જેવું કાંઈ હોઈ શકે નહિ. રાજાનો વાદ ખરાબ છે, કારણકે એમાં એક જ માણસના હાથમાં અનિયન્ત્રિત સત્તા રહે છે: પણ જો પ્રજાકીય શાસનમાં પણ, એકહથ્થુ સત્તાને બદલે એકટોળકીની સત્તા જેવો આ વાદ થઈ પડે, તો છેવટે પરિણામની દૃષ્ટિએ એમાં બહુ જ ઓછો ફેર પડે છે. આજના જુવાનો આવતી કાલે રાષ્ટ્ર-પુરુષો થાય ત્યારે પણ આટલું તો ધ્યાન રાખે કે કેવળ પ્રજામતથી ચાલતું તંત્ર—એટલા શબ્દ માત્રથી—કાંઈ સ્વર્ગ નીચે આવતું નથી. સ્વર્ગ તો નીચે ત્યારે જ આવે કે જ્યારે પ્રજાનો ઘણો મોટો સમૂહ જ્ઞાન, સંસ્કાર, ને ભાવના પામે. એ મેળવવા માટે જ રાજ-કારણની અગત્ય છે: અને એ મેળવી આપનારું રાજકારણ જ

રાજકારણ ગણાય; બાકી તો એ પણ એકટોળકીનો વાદ ગણાય. સત્તા ચલાવનાર એક પુરુષ આંધળો હોય કે અનેક આંધળાઓ હોય એ બધાનું પરિણામ સરખું જ નીવડે.

એટલે છેવટે તો, રાજકારણમાં પણ ત્યાગીઓની જરૂર પડવાની. અત્યારની પ્રજાકીય સંસ્થાઓ, ભલે બહુમતીનો દાવો કરે, પણ રાષ્ટ્રનો પ્રશ્ન તો કેવળ ત્યાગી પુરુષોથી જ ઉકેલી શકાશે.

ત્યાગી પુરુષ એટલે ભગવાં ધારણ કરેલો નહિ, પણ જેને પોતાનો કોઈ પણ સ્વાર્થ—સગાંઓનો, સંબંધીઓનો, મિત્રોનો કોઈ પણ સ્વાર્થ—સાધવાનો નથી, જેને યશની પણ પડી નથી, જેની અપયશને માટે પણ તૈયારી છે, અને જેને કેવળ સો ટચના સોનાની જ કિમ્મત આંકવી છે, એવો માણસ જ રાજકારણને વિશુદ્ધ સ્વરૂપ આપી શકે. બાકી તો દલીલબાજ વકીલો કે યશને ઇચ્છતા પુરુષો—ઠીક છે, હવે થોડા દિવસ ખુરશી માટે કાંઈ ખોટા નથી.

અત્યારની પ્રજાકીય સંસ્થાઓ માટે નવેસરનો ઇતિહાસ ને નવેસરની રચના એક દશકા પહેલાં અગત્યની થઈ પડશે : અથવા તો એ સંસ્થાઓ ધર્મસંસ્થાઓ કરતાં વધુ સડેલી ને વધુ ઘૃણાસ્પદ હશે.

## દુઃખ

**અને** એક સ્ત્રીએ કહ્યું: 'અમને દુઃખ વિષે કાંઈક કહો.' અને તેણે કહ્યું: 'તમારા જ્ઞાનને વીંટળાઈને ઘેરી રહેલું એક બહારનું પડ છે. એ પડ જે સાધન વડે ભેદાય તેમ છે, તે તમારા સાધનનું નામ દુઃખ. ગોટલામાંથી, જેવી રીતે ઉપલું પડ ભેદીને ઠળિયાએ બહાર આવવું જોઈએ કે જેથી એના બીજાંકુરને સૂર્યનો તાપ મળે—તેવી જ રીતે તમારે તમારાં દુઃખો વિષે જાણવું. નિત્ય-જીવનની સાદી વસ્તુઓમાં રહેલી અદ્દ્ભુતતા વડે જો જીવનને આશ્ચર્ય-મય રાખી શકીએ છીએ, તો દુઃખ એ પણ આનંદ જેટલું જ આશ્ચર્યકારક લાગે.

ખેતરમાં રમતી ચાલી જતી ઋતુઓને માણસ જે પ્રમાણે સાહજિક વૃત્તિથી નિહાળે છે ને સ્વીકારી લે છે, તે જ પ્રમાણે હૃદયની ઋતુઓને માણસ સ્વીકારી શકે.

તમે જેટલી શાંતિથી શિયાળો સ્વીકારો છો, તેટલી શાંતિથી તમારો વિષાદ તમારે સ્વીકારવો ઘટે.

કારણકે,

તમારું ઘણુંખરું દુઃખ તમારી પોતાની પસંદગીમાંથી જન્મ્યું છે.

તમારું ઘણુંખરું દુઃખ તમારામાંથી જન્મ્યું છે. તમારું ઘણું-ખરું દુઃખ સ્વયંભૂ છે.

તમારા અંતરમાં વસી રહેલો ધન્વંતરિ આવા કટુ ઔષધ વડે તમારી રોગી જાતને બળવાન બનાવે છે.

એટલા માટે એ ધન્વંતરિ ઉપર શ્રદ્ધા રાખોઃ અને શાંતિથી, મૌનથી, ઉપચારઔષધને સ્વીકારો.

કારણકે એના ભારે દેખાતા કઠણ હાથમાં અપ્રકટ કોમળતાની છાયા વસી રહી છે.

અને તેથી ઔષધની જે પ્યાલી એ લાવે છે, તે હોઠને કટુ લાગે તો પણ, જે કારણ માટે એ પ્યાલી આવે છે એ વસ્તુને ન ભૂલો. એના નિર્માણ કરનારે ઔષધની પ્યાલી આપતાં પહેલાં પ્રેમના છલોછલ પવિત્ર આંસુઓ વડે એને ભીંજવી છે!

(ખલિલ ગિબ્રાન ઉપરથી : ભાવાનુવાદ)

## નવી વિચારણાની ભૂમિકા

યુદ્ધો દુનિયામાં અનેક વાર થયાં છે ને હજી થશે. દરેક યુદ્ધને માટે કાંઈ ને કાંઈ કારણ હોય છે. કોઈ પણ મહાન સિદ્ધાંતની સ્થાપના કરવા માટે યુદ્ધ થાય એ વસ્તુ, એકંદરે ભયંકર છતાં, સમજી શકાય તેવી છે. મધ્યયુગમાં 'ટેક'ને માટે યુદ્ધો થતાં. એથી પ્રાચીન કાળમાં સ્ત્રીઓ માટે યુદ્ધો થતાં. અર્વાચીન સમયમાં વેપાર માટે યુદ્ધો થાય છે. આ યુદ્ધ પણ કઈ પ્રજા વેપાર કરીને બીજી પ્રજાઓને લૂટી શકે એનો નિર્ણય કરવા માટેનું યુદ્ધ છે.

પણ એ નિર્ણય કરવાના ઉત્સાહમાં યુદ્ધે ચડેલા ને ન ચડેલા બધા દેશો એટલો તો ભયંકર ઘસારો સહન કરવાના છે કે યુદ્ધને અંતે વ્યાપાર જેને માટે થાય છે તે ધનનું સ્વરૂપ ને વ્યાપાર કદાચ બદલાઈ જાય એવા સંજોગો ઉત્પન્ન થાય તો નવાઈ નહિ. આજ દિવસ સુધી 'ધન' એ એક પ્રકારની 'સત્તા' ગણાતી; હવે પછી ધન એ એક પ્રકારની 'શોભા' ગણાશે. ધન મેળવવાના માર્ગમાં પણ ફેરફારો થવાના, એ અનિવાર્ય છે. આ દેશની સંસ્કૃતિએ તો હમેશાં 'વિદ્યા' પછી જ 'લક્ષ્મી'ને સ્થાન આપ્યું છે; યુરોપે વિજ્ઞાનને વિદ્યાથી પણ વધારે મહત્ત્વનું સ્થાન આપ્યું. પૃથ્વીમાં જે કાંઈ ભૌતિક દશ્યો છે તેમને એમના સાચામાં સાચા સ્વરૂપમાં શોધી કાઢી,

તેમાંથી શક્તિ મેળવવી એ કામ વિજ્ઞાનનું છે. વિજ્ઞાન જ્યાં અટકે છે, ત્યાં 'વિદ્યા' શરૂ થાય છે. વિદ્યાનો અર્થ અત્યારે અપાતી સામાન્ય કેળવણી એવો નથી. વિદ્યા એ ઘણો પ્રાણવાન શબ્દ છે. એનો અર્થ પોતાને ને સૌને સાચી રીતે ઓળખવા એવો થાય છે. એ અર્થમાં એ આત્માની એક પ્રકારની કલા છે. એવી વિદ્યાને લક્ષ્મી કરતાં વધારે માનભર્યું સ્થાન પ્રજામાં અપાતું. એ આ દેશની સંસ્કૃતિની જીવનવ્યાપી અસર હતી. યુરોપના સંસર્ગથી જે કાંઈ મળ્યું તેમાં આ પણ મળ્યું કે વિદ્યાનો તિરસ્કાર : ને વિત્તની પૂજા.

હવે પછીના યુગમાં વિદ્યાનો સત્કાર થવાનો છે. એ વિદ્યા એટલે સાદું, સ્વચ્છ, શાંત જીવન; જીવનમાં રહસ્યો જાણવાની માનવમાત્રની ઇચ્છા; મહત્તા એટલે વધારેમાં વધારે સંગ્રહ કરવાની શક્તિ એ જ્ઞાન ખોટું છે એની પ્રતીતિ; મહાન શહેરો નહિ—પણ મહાન ગામડાંઓ પ્રજાનો પ્રાણ સાચવનારી ધોરી નસો છે એવો વિશ્વાસ; વિજ્ઞાન નહિ, પણ જીવન સાથે સંગતિ સાચવીને આણેલું વિજ્ઞાન, માણસને ઉપયોગી છે એ જ્ઞાન; ધન એ સંગ્રહ માટેની નહિ પણ ત્યાગની વસ્તુ છે; એનો સંગ્રહ કરનાર ધનપતિ નથી, પણ એનો ત્યાગ કરીને એને દેશવ્યાપી સમૃદ્ધિમાં ફેરવી નાખનાર ધનપતિ છે; યંત્રો બળવાન છે, પણ માણસ એના કરતાં વધારે બળવાન છે. આ—અને આવી અનેક પ્રકારની નવી વિચારણા આ યુદ્ધને અંતે પ્રજાને માટે આવી રહી છે. એ વિચારણાને અપનાવે એટલું પ્રાથમિક જ્ઞાન પ્રજામાં નહિ હોય, તો જેમ અનેક વાદોના ખીચડાથી આ દેશની વ્યવસ્થા ડોળાયેલી છે, તેમ અનેક પ્રકારની વિચારણાથી આ દેશમાં માત્ર મંથનયુગ જ ચાલ્યા કરશે અને નવા યુગનું પ્રભાત તો હજી દૂર ને દૂર રહેશે. આ દેશની પોતાની સંસ્કૃતિમાંથી જે મેળવીને આ યુગમાં પણ પોતાનામાં ભેળવી લેવાનું છે એટલું પ્રાથમિક કામ પણ થઈ જાય, તો પછી કોઈ પણ વિચારણા માટે દેશ તૈયાર છે એમ કહેવાય. ત્યાં સુધી તો એણે પશ્ચિ-

મનું અનુકરણ કરીને ધન વિષે જેનો ખોટો ખ્યાલ મેળવ્યો હતો તેનો જ ખોટો ખ્યાલ સઘળી નવી વિચારણામાંથી પણ એને વારસામાં મળ્યા જ કરશે. **એટલે નવી વિચારણાને અપનાવનારી સ્થિર ભૂમિકા એ આજનો આપણી પ્રજા માટેનો મોટામાં મોટો પ્રશ્ન છે. અને એ સ્થિર ભૂમિકા જેવી રીતે રચાશે તેના ઉપર જ નવી વિચારસરણી પ્રજાને પ્રાણવાન કે નિષ્પ્રાણ બનાવશે એનો આધાર છે.**

## 'આમ તો શી રીતે આગળ વધાય ?'

થોડા દિવસ પહેલાં કેટલાક જુવાન મિત્રોને મળવાનો મને પ્રસંગ પ્રાપ્ત થયો હતો. આ જુવાન મિત્રો ઉત્સાહી અને વળી કાંઇક આધુનિક વૃત્તિવાળા પણ હતા. તેઓની ઘણી ફરિયાદો-માંની બે ફરિયાદ સામાન્ય પ્રકારની હતી. એક તો એ કે ગુજરાતી-ઓ વેપાર કરે છે, પણ સંસ્કારસર્જન કે સાહિત્યસર્જનમાં રસ લેતા નથી. બીજી એ કે એમને દુનિયાની અનેકવિધ પ્રગતિશીલતાનો પરિચય નથી.

આ બન્ને ફરિયાદો લગભગ દરેક ગામમાં ને આગળ ચાલીને કહીએ તો દરેકે દરેક ગામની દરેકે દરેક પ્રવૃત્તિમાં મળી આવે છે.

આ ફરિયાદને લીધે કોઈ પણ જાતની સમાધાનરેખા શકય બનતી નથી. અને ગુજરાતીઓ જયારે બહારની અનેકવિધ સંસ્થા-ઓને પોષી શકે છે, ત્યારે પોતાના આંગણામાંની અનેક પ્રવૃત્તિઓને પોષણને અભાવે મૃતપ્રાય થવા દે છે.

આનાં કારણોની તલસ્પર્શી તપાસ કરીશું તો માલૂમ પડશે કે એક વાડાનો માણસ, બીજા વાડાના માણસને સમજવાની ના પાડે એવા પ્રકારની આ ફરિયાદ છે. એમાંથી રંગદ્વેષ જન્મે છે. દરેક માણુસ જેમ સાધનસંપન્ન વૈભવશાળી બની શકતો નથી, તેમ દરેક માણુસ ઉચ્ચ પ્રકારની રસવૃત્તિ પણ ધરાવી શકતો નથી. પરંતુ જેમનું કામ પ્રજા માટે સામાન્ય ભૂમિકા રચવાનું હોય તેમને માટે અમુક પ્રકારની બાંધછોડની નીતિ અનિવાર્ય થઈ પડે છે. જ્યાં સુધી

આપણે સામાન્ય ભૂમિકાનું સર્જન ન કરી શકીએ, ત્યાં સુધી આપણે આ નીતિકુશળતા સ્વીકાર્યા વિના છૂટકો પણ નથી.

વેપારીઓ રસ લેતા નથી. સાહિત્યની કોઈને પડી નથી. સંસ્કાર જ નથી; એવી આકરી ભાષા લગભગ સામાન્યપણે હરકોઈ વિદ્યારસિક માણસ ગુજરાતીઓ માટે વાપરતો થઈ ગયો છે. પણ જે મહાન સમુદ્ર વેપારી અને વિદ્વાન વર્ગ વચ્ચે ઉત્પન્ન થયો છે, તેમાં ઘટાડો થાય એવી સર્જનાત્મક પ્રવૃત્તિ હાથ લેવામાં આવતી નથી. અત્યારે તો સિનેમા, રંગભૂમિ, નૃત્ય, પ્રદર્શન, મેળાવડા એ સઘળા પ્રસંગો દ્વારા એક પ્રકારની સંસ્કારકેળવણી શક્ય બનાવી શકાય તેમ છે. એવા, ગુજરાતી ભાષાના ઉદય માટે ને ઉત્થાન માટે જ રચાયેલા—અને વેપારી તથા વિદ્વાન બન્ને વર્ગને નિકટ પરિચયમાં લાવનારા પ્રસંગો જેટલા વધારે થઈ શકે તેટલું વધારે સારું. આ પ્રસંગોને પ્રૌઢશિક્ષણના અંગ લેખે જ ગણી શકાય.

એટલે વિદ્વાન ને રસિક વર્ગે 'શિરસિ મા લિખ મા લિખ,' એ ઉપેક્ષા તજવી પડશે ને સાધનસંપન્ન વેપારી વર્ગે વિદ્વાનોને કે સર્જકોને તેમનું યોગ્ય સ્થાન આપવાની તત્પરતા બતાવવી પડશે. આપણે સમજીએ એટલી જ સૃષ્ટિ એવા અતિશય પૂર્વગ્રહભરેલા વિચારમાંથી આ બે વર્ગ વચ્ચે એક પ્રકારનો ગજગ્રાહ બંધાઈ ગયો છે. જેને આપણે રાજદ્વારી કુનેહ કહીએ એવી થોડીક રાજદ્વારી કુનેહ, જરાક વિશાળતા, અને સહેજ સહાનુભૂતિથી—ગુજરાતના આ બન્ને વર્ગ—મસ્તક ને હૃદય—એકબીજાની સાથે તાલે તાલ લગાવીને રચનાત્મક કાર્ય કરે તો ગુજરાતની સંસ્કારની લક્ષ્મી સોળે કળાએ ખીલી નીકળે.

આપણો જુવાન ને ઉત્સાહી વર્ગ થોડી ધીરજ બતાવશે? થોડી કુનેહ વાપરશે? ને મુરબ્બી સાધનસંપન્ન વર્ગ થોડી બુદ્ધિ બતાવશે?

માત્ર થોડી સમજણથી મહાન પરિવર્તનની શક્યતાવાળો આ કોયડો સૌની વિચારણા માગી લે છે. અને વર્તન પણ.

## સિદ્ધાંત વિનાની પ્રવૃત્તિ

અતિ ઉત્સાહ, અવ્યવસ્થા, અશાંતિ અને કરુણતાભરેલો અંત—આપણી લગભગ હરેક રાજકીય, સામાજિક કે સંસ્કારી પ્રવૃત્તિ આ ક્રમ પ્રમાણે ચાલી આવે છે. ગણી બતાવવાની જરૂર નથી, પણ આ અનિવાર્ય થઈ પડેલા ક્રમનાં કારણોમાં પ્રવેશ કરવાની જરૂર છે. રાજકીય પ્રવૃત્તિને એક અનોખા પ્રકારનું વિશિષ્ટ સ્થાન આપી દઈએ, કારણકે એમાં તો આપણા હાથમાં નહિ એવાં બીજાં પણ અનેક બળો કામ કરી રહેલાં હોય છે, તો બાકીની આપણી લગભગ બધી જ પ્રવૃત્તિ વિષે કહી શકાય કે જેમ જન્મ સાથે મૃત્યુ સંકળાયેલું છે તેમ આપણી હરકોઈ પ્રવૃત્તિ શરૂ થતાં જ અવ્યવસ્થા, મતભેદ, અશાંતિ અને કરુણ અંત—એ સઘળાં એક પછી એક એમાં દેખા દે જ છે. પછી એ પ્રવૃત્તિ ગામડામાં જન્મે, શહેરની હોય, નાની દેખાય કે મોટી હોય, પણ આ પરિણામ જાણે લગભગ અનિવાર્ય છે. આમ શા માટે?

આનાં કારણોમાં ઊંડે પ્રવેશ કરીએ તો આપણને માલૂમ પડશે કે આપણું વ્યક્તિજીવન, જોઈએ તેના કરતાં વધારેપડતું મહત્ત્વ પોતાની જાતને આપી દઈ, પ્રવૃત્તિને ગૌણ બનાવે છે. પ્રવૃત્તિ કરતાં આપણે ત્યાં વ્યક્તિ વધારે મહાન થઈ બેસે છે. બીજું, આપણે ત્યાં ઉપાસના, અધિકાર, અને પછી પદ—એ આવશ્યક ત્રણ

વિરાટ પગલાંની ઉપેક્ષા થાય છે, પરિણામે અનધિકારી જન, કેવળ વ્યક્તિના વર્તુલાકારમાં ફરવા માત્રથી, પોતાને અધિકાર પ્રાપ્ત થયો ગણી લે છે, અને પછી સૂર્યનાં કિરણ કરતાં જેમ રેતી વધારે ઉગ્ર રીતે માનવને દઝાડે છે, તેમ આવા અનધિકારી અધિકારીઓ વધારે ઉગ્રતા બતાવે છે, કારણ કે ઓછા સમર્થ હોય છે.

આ બંને પરિસ્થિતિનો અભ્યાસ કરીએ તો આપણા પ્રજાજીવનમાં ઘણા કાળથી જે એક પ્રથા ચાલી રહી છે—રાજાને સર્વસ્વ ગણી એના પતન સાથે જ યુદ્ધને ખતમ કરવાની—એ પ્રથા —એટલે કે વ્યક્તિપૂજા—આ સર્વના મૂળમાં છે; એક જ માણસ એવો સમર્થ હોય કે જાણેઅજાણે સૌને પોતાની આશા, ઇચ્છા, મહત્ત્વાકાંક્ષા, સત્યભક્તિ, જે કાંઈ પોતાનું શ્રેષ્ઠ હોય, એ એની વાણીમાંથી, એની પ્રતિભામાંથી, એના જ કાર્યક્રમમાંથી પ્રાદુર્ભૂત થતું લાગે, ને તેથી સૌ એના તરફ મીટ માંડી રહે એ એક પ્રકારનું અનોખું વાતાવરણ છે. એવું વાતાવરણ તો ઘણું જરૂરી હોય છે. પણ આવું વાતાવરણ હોવું ને પોતપોતાના સ્વ-અર્થને લીધે એક પ્રકારના મૌનભરેલા અસત્ય પ્રદર્શનમાં જોડાવું એ જુદી જ વસ્તુ છે. આપણી ઘણી પ્રવૃત્તિઓ—પછી એ સાંસ્કારિક હોય, સામાજિક હોય, કેળવણીવિષયક હોય, સાહિત્યને લગતી હોય કે કલાને અવલંબતી હોય, પણ માણસની પોતાની sincerity—આત્માના ઊંડાણમાંથી જન્મેલી શ્રદ્ધામાંથી જ્યાં સુધી એ જન્મ ન લે ત્યાં સુધી એ દ્વિધાવૃત્તિનું પરિણામ હોઈ 'સંશયાત્મા વિનશ્યતિ' એ સૂત્રને અધીન બને છે.

પ્રવૃત્તિ માત્ર એક કે અનેક વ્યક્તિમાંથી જન્મે છે. એવી દરેક પ્રવૃત્તિએ જન્મ લેતાંની સાથે પોતાના સિદ્ધાંતોનું એક શાસ્ત્ર રચી કાઢવું જોઇએ. એ સિદ્ધાંતો કેવળ હવાઈ ખ્યાલમાંથી નહિ પણ નક્કર પૃથ્વીના પડમાંથી ઊગવા જોઈએ. પછી પોતાની sincerity વિષે જાતનિરીક્ષણ કરી, પોતાની ટકી રહેવાની

શક્તિ વિષેનો ક્યાસ કાઢી લેવો જોઈએ. જેટલી નિષ્ઠુરતાથી એક લશ્કરી અધિકારી પોતાનો કાર્યક્રમ ઘડે છે, લગભગ તેટલી જ નિષ્ઠુરતાથી માણુસે પોતાનો કાર્યક્રમ રચવો જોઇએ. અને એ સઘળી ગણુતરી મૂક્યા પછી, જેમ યોદ્ધાને રણુક્ષેત્રમાંથી પાછા ફરવાનો અધિકાર નથી, તેમ જ આવી પ્રવૃત્તિને વરેલાને પાછા ફરવાનો અધિકાર હોઈ શકે જ નહિ.

આપણી પાસે એક મુઠ્ઠીભર જ આવા પુરુષો હોય તો આપણી સામાજિક, સાંસ્કારિક કે હરકોઈ પ્રવૃત્તિ દીપી ઊઠે.

યોગ્ય માણુસો વિનાની પ્રવૃત્તિ—કેવળ પ્રવૃત્તિ—એ તો પછી પ્રાણુ વિનાનાં હાડપિંજરો ભેગાં કરવાની પ્રદર્શનવૃત્તિનું અનુકરણુ કહી શકાય.

એવી તો અનેક પ્રવૃત્તિઓ જન્મી ગઈ, મરી ગઈ, ચાલી ગઈ, નામોનિશાનથી ટળી ગઈ, ને કાલપ્રવાહમાં કે માનવજીવનમાં કે પ્રજાકીય વૃત્તિમાં લેશ પણુ ફેરફાર કર્યો વિના દટાઈ ગઈ.

આમ દટાવું એ ખાતર જેવું ફલદાયી નથી. હવે પછી આવનારાઓ માટે અવિશ્વાસની ભૂમિ ઉત્પન્ન કરવાનું એ અઘોરી કૃત્ય છે.

આપણી દરેક કલ્યાણુગામી કહેવાતી પ્રવૃત્તિને આપણે ક્યારે શાસ્ત્રીય રીતે શુદ્ધ કરી શકીશું? કે જેમ જીવનમાં તેમ આમાં પણુ કેવળ થીંગડાં ને ચીથરાંથી જ ચલાવ્યા કરીશું?

દિવસ ઊગ્યે અનેક નવી નવી પ્રવૃત્તિઓ ઊપડે છે—એવે વખતે કોઈક એ પ્રવૃત્તિઓની શાસ્ત્રીય છણુાવટ કરે એ પણુ જરૂરી થઈ રહે છે. એવી શાસ્ત્રીય છણુાવટ વિનાની પ્રવૃત્તિ તો 'આગુસે ચલતા હૈ' એના જેવી ન થાય?

## સંહારો અથવા સંસ્કારો

**અહિંસા** એ દરેક ધર્મનો પ્રાણપરિમલ છે; પણ હિંદુ-સંસ્કૃતિનું તો એ અણમોલું પુષ્પ છે. અહિંસા વિનાની હિંદુસંસ્કૃતિ કલ્પી શકાતી નથી. આજે જ્યારે આખું વિશ્વ, પોતે ઉત્પન્ન કરેલા અનેક પ્રશ્નોના નિકાલ અર્થે, હિંસામાર્ગે ધપી રહ્યું છે, ત્યારે હિંદુસંસ્કૃતિ પાસે એક જ સંદેશો હોઈ શકે : અહિંસા.

પરંતુ માત્ર અહિંસાનો સંદેશો આપવાથી જ અહિંસાના માર્ગની પ્રતીતિ કરાવી શકાતી નથી. હિંદુસંસ્કૃતિએ જો આ જ અંતિમ સંદેશ આપવાનો નિર્ણય કર્યો હોય તો, એ સંદેશો પોતાના રોમરોમમાંથી પ્રગટાવનારા, શુદ્ધ અહિંસક સૈનિકો પણ જોઈએ. આ શુદ્ધ અહિંસક સૈનિકો એ કોઈ જાદુગરની લાકડીથી ઉત્પન્ન કરી શકાતા નથી; ચોમાસામાં જ વાવીને ચોમાસામાં જ મેળવી શકાય એવા ભીંડા. તૂરિયાના શાકની પેઠે એ ઉત્પન્ન કરી શકાય તેમ નથી : અહિંસક સૈન્ય એ વર્ષોના સંસ્કાર પછી આવતી પરિસ્થિતિ છે. એ પંથ ઘણો લાંબો—અને અનંત પરંપરાનો છે. રાજનીતિની રમતની ખાતર પોપટની પેઠે ઉચ્ચારી શકાય એવું એનું સૂત્ર એ એનો ખરો ઉપયોગ નથી. હિંદુસંસ્કૃતિનો અહિંસાનો સંદેશો ઝીલનાર સૈન્યબળ—એટલે ખંડખંડ ફરનારા ધર્મપુરુષો—આજે એની પાસે નથી, માટે વર્તમાનપત્રોમાં 'હેડીંગ' તરીકે કરેલા અહિંસાના સંદેશાની આજે કાંઈ જ કિમ્મત નથી. દુનિયાનો ઘણો મોટો ભાગ

એ વસ્તુને નિર્વીર્ય પુરુષોના વાદવિલાસની વસ્તુ ગણે છે.

એટલે આવું અહિંસક બળ ઉત્પન્ન કરવું હોય તો એને માટે જુદા જ પ્રકારનું શિસ્તપાલન, જુદા જ પ્રકારની પ્રણાલિકા, જુદા જ પ્રકારનું વાતાવરણ, અને જુદા જ પ્રકારના સંસ્કારો જોઈએ. શંકરાચાર્યે જેમ પોતાનું તત્ત્વજ્ઞાન ઉત્પન્ન કર્યું, એવી જ ધગશથી અને ધૂનથી, એ એક જ વસ્તુને જીવન સમર્પણ કરનારા અત્યંત વિશુદ્ધ ચારિત્રબળ ધરાવનાર કોઈ ભવ્ય પુરુષનું એ કામ છે.

પરંતુ સામાન્ય નિત્યજીવનક્રમમાં તો જે વસ્તુ અહિંસા વડે સિદ્ધ કરવા માટે અત્યંત ભવ્ય વાતાવરણની જરૂર પડે છે, તે જ વસ્તુ હિંસા વડે સિદ્ધ કરવા માટે થોડાક નિયમનની જ જરૂર રહે છે. અને તે નિયમ આટલો જ. હમેશના જીવનક્રમમાં તો આતતાયીને કાં અહિંસાથી સંસ્કારવાનો અથવા હિંસાથી સંહારવાનો માનવધર્મ ગીતાએ કહ્યો છે. ગીતાનો એ માનવધર્મ—એ હિંસા—અહિંસા વિષેનો છેલ્લો શબ્દ છે. એમાં સુધારો વધારો કરવાનો હક્ક તો એ માણસને જ પ્રાપ્ત થાય, કે જે અસંખ્ય હિંસક બળોની સામે એકલો નિઃશસ્ત્ર જઈને ઊભો રહી શક્યો હોય. અને છતાં એને પણ, એ વસ્તુના અધિકાર–અનધિકાર વિષેના સૂક્ષ્મ વિવેક વિના કે લોકસંગ્રહ દૃષ્ટિ સમક્ષ રાખ્યા વિના, આડેધડ, જેમ આવે તેમ, અહિંસા અહિંસા એમ બોલવાનો હક્ક પ્રાપ્ત થતો નથી. કારણકે સામાજિક વ્યવસ્થા પર ધ્યાન રાખીને કરેલા સત્યના ઉચ્ચારણને બદલે, એ વ્યક્તિગત રંગથી રંગાયેલું એકપક્ષી વાક્ય બની જાય છે; અને એવી ભવ્ય વ્યર્થ કલ્પના, એ ગમે તેટલી સુંદર છતાં, નિષ્પ્રાણ વસ્તુ થઈ રહે છે.

નિત્યજીવનમાં તો એટલા માટે અહિંસાનો આટલો જ અર્થ છેઃ 'આર્યસુજનતા દૈન્ય ગણી તો યુદ્ધ એ જ યુગધર્મ.'

આતતાયીને હણવાનો સ્પષ્ટ ઉપદેશ ગીતામાં છે. આતતાયીને પણ સંસ્કારવાનો માનવધર્મ શોધવો એ દરેક ધર્મની આજ્ઞા છે. એ વિવેકની રેખા ભૂંસાય નહિ એવી રીતે હિંસા–અહિંસાનો સમન્વય સાધવો

એ જ પરમ સત્ય છે. જે અહિંસાને જોગીઓ ઝંખે છે, એ અહિંસા—'લે પૂનમચંદ, જોખને એ પૈસાનું અહિંસાનું પડીકું' એમ પ્રાપ્ત થનારી વસ્તુ નથી. એ તો પછી આપણે માનસિક, વાચિક, કાયિક અહિંસાની વાતો કરનારા—અહિંસાનું બજાર તેજ હોય ત્યાં સુધી એવી વાતો કરનારા—કાઠિયાવાડના હલકટ મુત્સદ્દીઓને પણ લજાવનારા મુત્સદ્દીઓ બની જઈએ એટલું જ. એના કરતાં તો જીવનના નિત્યપ્રશ્નોના ઉકેલમાં આપણે, સામો આતતાયી ન હોય ત્યાં સુધી અહિંસક, આતતાયી થાય એટલે હિંસક, એવો શુદ્ધ માનવધર્મ સ્વીકારીએ એ વધારે સારું નથી? કદાચ એમાં જ વધારે નિખાલસતા પણ નથી?

# લોકતંત્ર : વર્તમાનપત્ર અને સાહિત્ય

**રાજતંત્રમાં** જેવી રામ અને રાવણની શકયતા રહી છે તેવી જ શકયતા લોકતંત્રમાં પણ રહેલી છે. માનવની સરજેલી કોઈ પણ કૃતિ સર્વાંગસંપૂર્ણ તો હોઈ શકે નહિ. એવા અશકય આદર્શની આશા રાખવી એ પણ વ્યર્થ છે. પરંતુ જેમ રાજતંત્રની સબળ કે નિર્બળ, કલ્યાણકર કે અકલ્યાણકર, એવી વ્યવસ્થાનો ઘણો મોટો આધાર એક રામ અને એક રાવણ ઉપર રહે છે, તેમ લોકતંત્રમાં પણ, એવી હરકોઈ વ્યવસ્થાનો ઘણો મોટો આધાર એક નિયામક પુરુષ ઉપર જ હોય છે. આ વાકયમાં 'જ'નો ભાર વધારેપડતો લાગવાનો સંભવ છે ખરો, પણ લોકતંત્રસંચાલનમાં એક પક્ષની સ્થાપના છતાં, છેવટનું નિર્ણયાત્મક સ્વરૂપ તો, એક અવાજને અધીન હોય છે, એમ ઘણાખરા અનુભવોને અંતે, લોકતંત્રના ઉપાસકો પોતે પણ સ્વીકારતા થયા છે.

રાજતંત્રની કે લોકતંત્રની તુલના કરવાનો પ્રશ્ન આમાંથી ઉપસ્થિત કરવાનો હેતુ નથી; સારામાં સારું લોકતંત્ર એ પણ છેવટે તો એક પ્રકારનું, એક જ માણસના હાથમાં મુકાયેલી સત્તાનું જ સ્વરૂપ છે, એ વસ્તુની વિશેષ વિવેચના કરવાનું પણ ધાર્યું નથી. કારણકે એ તો હવે લગભગ સ્વીકૃત બાબત બની ગઈ છે કે એક જ માણુ-સના હાથમાં વંશપરંપરા સત્તા રાખવામાં આવે તો એનું ફળ એ

માણસને પોતાને માટે તેમ જ માનવજાતને માટે સારું નથી. એટલે આંહીં તો એ વસ્તુ સમજવાની જરૂર છે કે, લોકતંત્ર કયા પ્રકારનું થઈ શકશે, તેનો આધાર લોકતંત્રને ઘડનારાં જે બળો છે, તે બળો ઉપર છે. લોકતંત્રને ઘડનારાં બળોમાં સૌથી અગ્રભાગે વર્તમાનપત્રો આવે છે. એક રીતે ગણો તો જ્યાં જ્યાં લોકતંત્ર છે, ત્યાં ત્યાં એ લોકતંત્ર ખરેખર કલ્યાણકર થશે કે અકલ્યાણકર રહેવા છતાં કલ્યાણકર હોવાનો સ્વાંગ ધરી રાખશે, એનો ઘણો આધાર વર્તમાનપત્રોનાં સુકાન ઉપર કેવા પ્રકારના સમર્થ પુરુષો બેઠા છે તેના ઉપર છે. સ્વતંત્ર અભિપ્રાય વિનાના, દીર્ઘદૃષ્ટિ કે વિચક્ષણ શક્તિ વિનાના, નિર્ભેળ સત્ય રજૂ કરવાની હિમ્મત વિનાના માણસો જ્યારે વર્તમાનપત્રોમાં ગોઠવાઈ જાય છે, ત્યારે એ દેશના લોકતંત્ર વિષે ઘણી મોટી આશા રાખવાની શક્યતા રહેતી નથી. વહેલેમોડે એ લોકતંત્રરચના વડે જ એનું મોટામાં મોટું પતન થાય.

એ દૃષ્ટિએ જોતાં આપણું જે લોકતંત્ર હવે આવવાનું છે, તેની પ્રાથમિક તૈયારીમાં બે અગત્યની વસ્તુઓ પ્રત્યે ધ્યાન ખેંચાય એ આવશ્યક છે. પહેલી વાત, મતમતાંતરક્ષમતા છતાં, પોતાનો મત સ્પષ્ટ રીતે, અને સદ્‌વૃત્તિથી દર્શાવવાની હિમ્મત. અને બીજી એવી જ અગત્યની વાત: જે વિષે પોતે મત આપે છે તે વિષેનું સંપૂર્ણ સામાન્ય જ્ઞાન એ માણસને હોય એટલી એની સંસ્કારિતા. આ બીજી બાબત વિના 'મત' એ એક પ્રકારનું માનવનિર્બળતાનું હાસ્યાસ્પદ પ્રતીક બની જાય. એના કરતાં તો એ અંધશ્રદ્ધા ઉપર કે આંધળા અનુકરણ ઉપર સ્થિત હોય તો વધારે સારું.

વર્તમાનપત્રોના સ્વતંત્ર અસ્તિત્વ વિના—એટલે કે વિચારપત્રો તરીકેના તેમના અસ્તિત્વ વિના—આ વસ્તુ શક્ય નથી.

લોકો જેટલા રસથી વર્તમાનપત્રો વાંચે છે, તેટલી સમજણથી એ વાંચે, અને જમાનાની સાથે આગળ વધવાની જરૂર છે એમ જો સ્વીકારે, તો એના ઘણા મોટા ભાગે, વર્તમાનપત્રો વાંચવા

માટે મૂલ્યાંકન આપવામાં, કરકસર કરવાની વૃત્તિ છોડવી ઘટે. જ્યાં સુધી આ વૃત્તિ પ્રજામાં ઘર કરી રહી છે, ત્યાં સુધી વર્તમાનપત્રો કદી પણ 'સિનેમાની જાહેરખબરોના આશ્રિત' જેવા છે તે આળસવાનાં નથી. એ એમ ન આળસે ત્યાં સુધી એનું એક મહાન કર્તવ્ય—પ્રજાને ઘડનાર હરેક પ્રવૃત્તિ—જેમાં સિનેમાઓ પણ આવી જાય—તેમને દૃષ્ટિ આપવાનું, એમનાથી થઈ શકવાનું નથી. પ્રજાના ઘણા મોટા ભાગને સામાન્ય સંસ્કારિતા મેળવવા જેવાં આ બે સ્થળો—વર્તમાનપત્રો ને સિનેમાઓ—એ બન્ને જ્યાં સુધી એક બીજામાંથી દૃષ્ટિની આપલે ન કરે, ત્યાં સુધી, એ બન્નેને ઘડનારું જે એક ત્રીજું બળ—'સાહિત્ય' એ જીવન્ત બળરૂપે સમાજમાં સ્થાન લઈ શકે નહિ. આ દરેક ચક્ર આ જમાનામાં એક-બીજા ઉપર એવો આધાર રાખનારું છે કે, એકના વિના બીજાનું અસ્તિત્વ હોઈ શકે ખરું, પણ તેમાં પ્રજાને કલ્યાણકર થવાનું તેજ ન હોય. આજે સાહિત્યની જીવનપ્રતિ અભિમુખ રાખનારી દૃષ્ટિ વિષે આટલો બધો લોકનાદ છે તેનો અર્થ પણ એ જ છે કે લોકો પોતાના વિષે કાંઈક સાચું જાણવા માગે છે. એમાંથી માત્ર વાસ્તવવાદ જ ફલિત ન થઈ શકે. પણ એ જુદી જ ચર્ચાને આંહીં સ્થાન નથી.

એટલે પ્રજા જો સાહિત્યનો કે વર્તમાનપત્રનો બરાબર 'કર' નહિ આપે તો એણે પોતાની નિર્બળતા વધારવી રહી. અને સરકારી 'કર' વિષે ઉપેક્ષા સેવવી રહી.

તેજસ્વી વર્તમાનપત્રો વિનાનું રાજકીય જીવન પ્રજાને દૃષ્ટિદાન આપી શકે નહિ; તેજસ્વી વર્તમાનપત્રો વિના રાજકીય જીવન શુદ્ધ રહી શકે નહિ: અને તેજસ્વી વર્તમાનપત્રો વિના સાહિત્યનું બળવાન લોકકલ્યાણકર સ્વરૂપ, વિશાળતાથી પ્રકટી શકે નહિ.

## જીવન વિષે વિચાર

આજના જમાનામાં જીવનની તાત્કાલિક જરૂરિયાતો વિષે માણસને એટલું બધું ધ્યાન આપવાનું હોય છે કે, એને પોતાના જીવનમાં એક ઘડી આરામનો કે પોતે જે જીવન જીવી રહ્યો છે તે વિષે, જરાક ઊંડેથી વિચાર કરવાનો, સમય મળતો નથી. અને સમય મળે તો પણ એવી જાતની વૃત્તિ લગભગ નાશ પામી ગયેલી હોવાથી, એવો વિચાર કરવાની એનામાં શક્તિ પણ હોતી નથી. આવી રીતે જીવન વિષે કોઇ પણ દિવસ વિચાર કર્યા વિના કેવળ જીવ્યે જ જવું એ અત્યારની સંસ્કૃતિની કદાચ મોટામાં મોટી કરુણ અવસ્થા છે. એ સ્થિતિને માટે જવાબદારી તો સઘળાં જ સામાજિક બળોની સરખી રીતે ગણી શકાય. બીજા અનેક વિષયો વિષે વિચારો કરવામાં તલ્લીન રહી, જીવન વિષે કોઈ પણ દિવસ કંઈ જ વિચાર ન કરવાથી, અકરાંતિયા માણસ જેવી અવસ્થા આવે છે. જેમ અકરાંતિયા માણસો ઘણું ખાવા છતાં અતિ ખોરાકને લીધે સૌન્દર્ય કે સામર્થ્ય ન મેળવતાં વિરૂપતા મેળવે છે, તેમ અનેક નિરર્થક વિષયો વિષે વિચાર કરવાની ટેવથી પણ માણસ વિરૂપ બને છે. કોઇકે ઠીક કહ્યું છે કે, અજ્ઞાન, મુકાબલે એટલું દુઃખદાયક નથી, જેટલું અજ્ઞાન હોવા છતાં, અજ્ઞાન ન હોવાનું જ્ઞાન હોવું, એ છે. માણસ વિરૂપ હોય એ સહી શકાય, પણ વિરૂપતાને એ સ્વરૂપ માને એ

સ્થિતિ અસહ્ય છે. જીવન વિષે વિચાર કરવાની ઘણાની વૃત્તિ ન હોય એ સમજી શકાય એવી વાત છે; જેમ સંગીતમાં સઘળાને સરખો રસ પડતો નથી, કારણ કે એ અધિકારનો વિષય છે; પણ જીવન વિષે કોઇ દિવસ વિચાર ન કરવાની એવી અશક્તિને શક્તિ માનવી, એ ધૃષ્ટતા તો કેવળ આ જમાનામાં, જ્યારે માણસ સુધરેલી રીતે જંગલી છે, ત્યારે જ નભી શકે.

પણ કોઈ કહેશે—આ જીવન વિષે વિચાર એ શું છે? જીવન તો સૌ કોઇ જીવે છે. સૌ ખાય છે, પીએ છે, ભૂખે મરે છે, દુઃખી થાય છે, સુખી થાય છે, વેદના પામે છે, લાભ મેળવે છે, મરે છે–એમાં એવું શું છે કે વિચાર કરવો પડે? એનો જવાબ એટલો જ આપી શકાય કે માત્ર જે માણસમાં જીવનની દૃષ્ટિ હશે તે જ સમજી શકશે કે એક પળે માણસે—જે જાય છે, જે વહી જાય છે તે જીવન, અને જે સ્થિર છે, પ્રશાંત છે, નિત્ય છે એ જીવન—એ બન્નેનો તાત્ત્વિક ભેદ જાણવો જ પડશે. અને એ તાત્ત્વિક ભેદ જાણવાની શક્તિ એ તો સંસ્કારપરંપરાનું છેલ્લું સોપાન હોઈ, ત્યાં પહોંચવાના પહેલા પગથિયા તરીકે, જીવનની સઘળી પ્રવૃત્તિઓ, કેવળ બહારના, તાત્કાલિક ફળ આપનારા, આર્થિક સંબંધોથી જ જકડાયેલી છે, એવી માન્યતામાંથી એણે પોતાનો ઉદ્ધાર કરવો પડશેઃ આથી આર્થિક સંબંધોવાળું જગત નથી, એવું ન માનવાની કાંઈ જરૂર નથી. પણ જગતમાં જેમ આર્થિક સંબંધો છે તેમ બીજા પણ સંબંધો છે. એટલું જ નહિ—કેવળ રૂપિયા આના પાઇથી જ જગત ચાલે છે, એવી માન્યતા રાખનારો તો પોતે જ કોઈક દિવસ જોશે કે દુનિયામાં એવું પણ કાંઈક છે, કે જે રૂપિયાથી મળતું નથી એટલું જ નહિ, જે રૂપિયા વિના જ મળે છે. એટલી નાની સરખી શ્રદ્ધાની ભૂમિકા, પોતાના જીવન માટે વિચારવાના પ્રથમ પગથિયા તરીકે માણસ જો સ્વીકારે તો, એ બીજમાંથી વિકાસ પામતાં પામતાં એ પોતાનો જીવનપંથ નિહાળી શકે. કોઈ કહેશે કે આ શી રીતે થશે,

તો એટલું જ કહેવું બસ થઇ પડશે કે માનવજાતના ઇતિહાસમાંથી જ એનાં અસંખ્ય ઉદાહરણો મળશે, કે જેમાં માણસે પોતાનો વિચાર કર્યા વિના જ કામ કરવામાં પોતાનું પરમ કલ્યાણ જોયું હતું; અને દુનિયામાં જે કાંઈ તેજસ્વી, ઓજસ્વી ને કલ્યાણકારી છે, તે આવા માણસોની વિચારસરણીમાં રખાતી શ્રદ્ધા વડે જ પ્રાપ્ત થયું છે. શ્રદ્ધા એ એવી વસ્તુ છે કે જેના વિષે માણસ પોતાની સ્પષ્ટ તર્કસરણી ધરાવતો હોય છે; પણ જેને એ બીજા માટે રજૂ કરીને તર્કશુદ્ધ કરવાની જરૂર ન પણ જોતો હોય. કારણ કે બે સરખેસરખા દલીલ કરનારા ભેગા થઈને કોઈ વસ્તુ વિશે વિશેષ જ્ઞાન મેળવી શકે એવું ભાગ્યે જ બને છે; જ્યાં સુધી બેમાંથી એકના દિલમાં ભાવના, આદર્શ, શ્રદ્ધા, જતું કરવાની વૃત્તિ, પ્રેમ કે ત્યાગવૃત્તિ ન જન્મે ત્યાં સુધી, કેવળ દલીલોના સરખે સરખા બળ વડે વિશેષ પ્રકાશ મેળવવો અશક્ય. અનંત સત્યનું દર્શન કરવા માટે જરૂરી ક્રિયાનાં બીજ માનવની શ્રદ્ધાભરેલી વિચારસરણીમાં રહ્યાં છે. અત્યારે સૌ જાણે છે કે આપણી તાત્કાલિક જરૂરિયાતોનું જગત ઘણું ક્લેશમય ને સંકીર્ણ થતું જાય છે. એ જરૂરિયાતો જીવનનું એટલું બધું સામર્થ્ય ખેંચી લે છે કે, પછી માનવને વિચાર કરવાની વૃત્તિ જ રહેતી નથી. પણ, કારણ કે વસ્તુસ્થિતિ આવી છે માટે, મૂળભૂત જીવનનો જ તિરસ્કાર કરવો—અને માત્ર જરૂરિયાતોનો જ વિચાર કરવો, એ તો વળી વધુ આશ્ચર્યકારક છે. એ જરૂરિયાતો જે જીવન માટે છે, એ જીવન પોતે સૌથી વધારે મહત્ત્વનું હોઈ, માણસ એના વિષે વિચાર કર્યા વિના તો રહી શકે જ નહિ. એના વિષે શો વિચાર કરવો, શી રીતે વિચાર કરવો, એ વિચાર કરવાથી ફાયદો શો, એવો વિચાર પોતે જ મિથ્યાભ્રમ તો નથી, કે? એ સઘળા પ્રશ્નો પણ આને અંગે ઉઠાવી શકાય. અને આ સઘળા પ્રશ્નો ઉઠાવીને એ પ્રશ્નોની મશ્કરી પણ કરી શકાય. પણ જેમના દિલમાં જન્મ, મૃત્યુ ને જીવન વિષે લેશ પણ વિચાર આવ્યો હોય તે તો પોતાના સઘળા આર્થિક, માનસિક, શાબ્દિક ને સાંસ્કૃતિક

સંબંધોને આ દૃષ્ટિએ ફરી તપાસવા માંડશે. એને લાગશે કે કાંઈ સમજણ પડતી નથી છતાં, કાંઈ સમજાતું નથી છતાં, આ વિષય એટલો મહત્ત્વનો તો અવશ્ય છે કે એ વિષે વિચાર કરવાની વૃત્તિ જલદી કેળવી લેવી જોઈએ; એટલું જ નહિ, એ પોતાની જાતને જે Culture—કલ્ચર—સંસ્કૃતિનાં સાધન વડે માપતો હશે તે સંસ્કૃતિ પણ આ વિચાર વિના અપૂર્ણ અને શૂન્ય લાગશેઃ કદાચ આ વિચાર વિનાની એની સંસ્કૃતિ એ એક જાતની વ્યક્તિગત અભિમાનની કે અજ્ઞાનની વૃત્તિ જ હશે.

જીવન વિષે વિચાર કરવાની જરૂર છે એવી સહેજ પણ શ્રદ્ધા જેના હૃદયમાં જન્મશે એને વધારે પ્રકાશ અવશ્ય મળી જ રહેશે. કારણ કે વિશ્વક્રમના એવા અનિવાર્ય સિદ્ધાંતને આધારે જ જીવન ટકી રહેલ છે.

## આટલી વસ્તુઓ ફરી સજીવન કરો

આજે જે દુનિયા આપણી સમક્ષ છે તે આવતી કાલે નહિ હોય. પરિવર્તન ઝડપથી આવી રહ્યું છે. પરંતુ પરતંત્ર પ્રજાના પરિવર્તનનો દોરીસંચાર પણ એવી અદશ્ય રીતે બીજા હાથમાં હોય છે કે, એવા કોઈ દુનિયાવ્યાપી પરિવર્તનની પણ, પરંતત્ર પ્રજાને તો એઠ જ ચાખવા મળે છે. અને એ એઠજૂઠ ઉપર નભતા માણસો એટલા બધા અશક્ત અને અંધ હોય છે કે એમને પ્રજાકીય સાચા બળાબળનો કાંઈ ખ્યાલ હોતો નથી.

આને પરિણામે જે વસ્તુઓ વ્યાપક રીતે પ્રજામાં ફેલાવાની આવશ્યકતા હોય છે એ વસ્તુઓને તજીને ભળતી ચીજોના પ્રચાર વડે તેઓ પોતાનું ગાડું ગબડાવ્યે જાય છે. અત્યારસુધી સંખ્યાબંધ જુવાન અનભ્યાસી-અભ્યાસીઓ—કાલિદાસ, શાકુન્તલ, રઘુવંશ, મહાભારત, ઉપનિષદ એ પુસ્તકોના નામમાં પણ આપણા રાષ્ટ્રનો વિનિપાત નિહાળતા હતા. કેવળ હવાઇપ્રચાર સૂત્રોને જ એ સાહિત્ય લેખતા. આ દેશની ભૂતકાલીન ગમે તેવી ભવ્ય વસ્તુને પણ એ ભયંકર ખંડેર ગણતા. એ ખંડેરનું નામ લેવામાં પણ રાષ્ટ્રદ્રોહ માનતા. પોતાની બુદ્ધિ નહિ—એટલે જ્યારે એમને ખબર પડી કે, હિન્દુસ્તાનની અનેક પ્રાચીન વસ્તુઓમાં હજી ચેતના છે, અને જો શોધતાં આવડે ને ઉપયોગ આવડે તો, એ ચેતના પ્રજાકીય પુનઃસંગઠનમાં

મહત્ત્વનો ફાળો આપી શકે તેમ છે, ત્યારે એમની અવસ્થા ત્રિશંકુ જેવી થઈ. એમણે તે હવે મહાભારતને અપનાવવું કે ન અપનાવવું? વિજયનગરના ખંડેર જોવાં કે ન જોવાં? રુદ્રમાળને ભવ્ય ગણવો કે ભયંકર માનવો? દુષ્યંત રાજા છે માટે એના કવિચિત્રિત માનવભાવને પણ રાક્ષસભાવ માનવો કે શું માનવો? આવી ત્રિશંકુ અવસ્થા એમની થઈ. વ્યાપક સંસ્કારિતાનો અર્થ નીચલામાં નીચલા થર સુધી પહોંચી ગયેલી સંસ્કારિતા એવો થાય છે; અને સંસ્કારિતાને પોતાને તો વર્ગદ્વેષ કે વર્ગવિગ્રહ સાથે એક રીતે કાંઈ જ લેવા દેવા નથી; શાકુંતલમાં રાજા દુષ્યંત આવે છે, એથી એ શ્રીમંતસેવી સાહિત્યકૃતિ થઈ જાય એવા વિચારનો પણ જન્મ થયો. પણ રાજા રાણી જેવા શેકસપિયરનાં પાત્રોને પણ, એમાં ચિત્રિત થયેલા માનવભાવને લીધે, જ્યારે અસાધારણ આવકાર મળતો જણાયો ત્યારે તો આ ત્રિશંકુઓને શું રાખવું કે શું ન રાખવું, કોને સાહિત્ય કહેવું અને કોને સાહિત્ય ન કહેવું એ વિષેની જ ગડભાંગ થઈ પડી.

જમાનો હવે કાંઈક થાળે પડતો જણાય છે. મહાન પ્રયોગકારો પોતપોતાના પ્રયોગના 'અતિ'ને જોતા થયા છે. ત્યારે આ પ્રયોગની ચેતના વધુ વ્યાપક બની રહે અને એણે પોતાને ત્યાં જન્માવેલાં રોગજંતુ આપણા લોહીમાં ન પેસે એની સંભાળ સાથે, એના પ્રાણદાયી તત્ત્વને આપણે ત્યાં દાખલ કરાય તો આપણા રાષ્ટ્રને એમાંથી નવું ચેતન અવશ્ય મળે.

સાહિત્ય પૂરતી વાત કરીએ તો નિર્દોષ મનોરંજન આપનાર શેરીઓની રંગભૂમિઓની પુનર્રચના આવશ્યક થઈ પડશે. આપણા પોતાના ઘરઘરના પ્રશ્નો આ રંગભૂમિઓમાં એવી તો સુંદર રીતે છણી શકાય કે પ્રજાકીય સમૂહ સંસ્કારિતાની એક ભૂમિકા એમાંથી આપોઆપ પ્રકટે. અલબત, કૂવામાં હોય તેટલું જ હવાડામાં આવે— એટલે એનો લેખક બિચારો, હજી પરદેશી ધાવણને પણ પૂરું પચાવી શક્યો ન હોય તો તો એ જે કાંઈ આપે તે કાં તો ભવાઈને પણ

વટલાવે એવું અર્થહીન પ્રહસન બને અથવા તો નિરર્થક ઘોઘાટ ઉત્પન્ન કરે એવું વર્તમાનપત્રી, ચીસાચીસ સાહિત્ય પણ થાય. વર્તમાનપત્રોના ' હેડીંગ 'માં જે રીડિયો બોલે છે—આપણા કેટલાક સાહિત્યકારો એને પણ સાહિત્ય ગણતા જણાય છે. એટલે રંગભૂમિની પુનર્રચનાનો સામાજિક દૃષ્ટિકોણ લેખકો ઉપર આધાર રાખશે.

બીજી રીતે આપણી પાસે કુશળ નટો તો નથી. આપણો આવતો જમાનો કેવળ શ્રમની મહત્તા સ્થાપવાનો નથી. શ્રમ માત્રને જીવન-સંસ્કારથી રંગવાનો પણ છે. શ્રમ ત્યારે મહાન છે—જ્યારે એ શ્રમ કરનારો પણ મહાન હોય. એટલે એ શ્રમ કરનારો પણ સમજે કે મજૂરી ગઈ, માટે આટલું ચોરી લીધું—એવી ભયંકર જીવનદષ્ટિ એ અંધકાર છે. કેવળ ટોળું જમાવવાથી કોઈ પણ રાષ્ટ્રવ્યાપી સંસ્કારી શક્તિ જન્મતી નથી. પ્રકાશ પ્રકટાવવો હોય તો સામાન્ય જ્ઞાનનો વ્યાપક દીપક પ્રકટાવવો જોઈએ. એને માટે સિનેમા સારામાં સારું સાધન છે. પણ એ અત્યારે સંગ્રહ કરનારા ઠગલોકની ગુલામીમાં પડયું છે. રાષ્ટ્રીય કોઇ પણ સરકાર જ્યારે આવે, ત્યારે એણે પહેલે જ સપાટે —આપણી સિનેમા રંગભૂમિઓને ફેરવવી પડશે અથવા એમનો વિનાશ કરવો પડશે.

વર્તમાનપત્રો બીજું સાધન છે; પણ તે અધૂરા અભ્યાસીઓની જાહેરખબરી પ્રવૃત્તિ—જેવું થઈ ગયું છે. પ્રૌઢશિક્ષણ ત્રીજું છે; અને એ બધા કરતાં ચડી જાય તેવું સાધન છે રંગભૂમિ. એની મુશ્કેલી છે. એને જીવનમાં વ્યાપક સંસ્કારી શક્તિ લેખે લાવવી હોય તો એની ઉપાસનામાં તલ્લીનતા જોઈએ, પવિત્રતા જોઈએ. દૃષ્ટિ જોઈએ. ગાંભીર્ય જોઈએ. પણ ઘણુંખરું એ જુવાન છોકરાઓનું ચેવડામંડળ થાય છે અને બેત્રણ છોકરીઓ અને આઠ દસ છોકરાઓની વિશ્રંભકથાઓનું ટીખળટેકાણું થઇ અંતે વેરાઈ જાય છે. એના એવા વિનિપાતથી એનું ચેતન હરાતું જાય છે. ખરા અર્થમાં શેરી શેરીની રંગભૂમિઓ પ્રકટાવવી જોઈએ.

પ્રૌઢશિક્ષણ માટે કથાવાર્તાને સજીવન કરવાની આવશ્યકતા છે. પરંતુ આ વસ્તુઓ દૃષ્ટિ, શૈલી અને ઉપાસના માગે છે. કથાવાર્તા દ્વારા જૂની સંસ્કારિતાને—નવા પ્રવાહની સાથે એવી ખૂબીથી સાંકળી દેવાય કે એમાંથી જ એક અને અખંડ દેશભાવના પ્રકટે.

અત્યારે થઈ રહેલા મુશાયરાઓ—એ પણ આ દિશાનું આવકાર-લાયક પગલું છે.

આટલી વસ્તુઓ સજીવન થાય—તો એમાંથી પણ રાષ્ટ્રઘડતરનું કાંઈક કાર્ય તો અવશ્ય થાય: એટલું જ નહિ રાષ્ટ્રનું ઘડતર તો આ રીતે જ થાય.

## પરાજય

સૌ કોઇ હમેશાં વિજયને વાંછે એ કુદરતી છે; પણ આપણા વર્તમાન જીવનમાં તો એણે એટલી બધી ઘેલછાભરેલી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી છે કે વ્યક્તિના જીવનમાં પરાજયને પણ સ્થાન છે એ વાત જ જાણે આપણે સદંતર ભૂલી ગયા છીએ. તમે કેળવણી લ્યો—ત્યાં તમારી કિંમત પરીક્ષાના વિજયથી. વ્યાપાર કરો—તમારી કિંમત સમૃદ્ધિના સંચયથી. સંસાર ચલાવો—તમારી કિંમત તમે પ્રાપ્ત કરેલી પ્રતિષ્ઠાથી. સંસ્થા ઘડો—તમારી કિંમત તમારા સંચાલનના વિજયથી. નાટક લખો—તમારી કિંમત ટિકિટબારી ઉપરથી. નવલકથાઓ લખો—તમારી કિંમત તમારા વેચાણ ઉપરથી. નોકરી કરો—તમારી કિંમત વિજયી ' પ્રમોશન'થી—આમ જીવનના હરકોઇ ક્ષેત્રમાં નજર નાખો અને વિજય એટલે જ જીવન-સર્વસ્વ એવો ભાસ થશે. ખરી વસ્તુ એ છે કે ઇતિહાસે તો એવા પુરુષો ને પ્રસંગો નોંધ્યા છે કે જે જીવનમાં ઘણે પ્રસંગે વિજયી હતા અને છતાં પરાજય વડે જ મહાન બન્યા હતા. માનવના જીવનઘડતરમાં પરાજયનું ઓછું મહત્ત્વ નથી. અને પરંતત્ર પ્રજા માટે તો વિજય નહિ પરંતુ પરાજય એ જ ખરું રસાયન છે.

અનેક પરાજયો મેળવ્યા વિના જે માત્ર વિજય વાંછે છે એ અધમ ને આળસુ છે. એને પોતાનામાં રહેલા અખૂટ સામર્થ્યની ખબર નથી. માણસે જીવનમાં આશા રાખવી, વિજય ઇચ્છવો, પરિ-

ણામ શુભ કલ્પવું—અને છતાં નિરાશાને, પરાજયને, અશુભને પણ જીવનમાં ઘણું મહત્ત્વનું સ્થાન છે એ સત્ય કદાપી પણ ન ભૂલવું. ખરી રીતે તો જેમ રાત્રિ વિના દિવસની કાંઇ કિંમત નથી, તેમ આઘાત, નિરાશા, નિર્વેદ ને પરાજય વિનાના જીવનની કાંઈ જ કિંમત નથી ! જે માણસ હમેશાં જ ફાવે છે, તેનામાં માનવતત્ત્વ અવિકસિત અવસ્થામાં રહે છે. અફળતાનું નિર્માણ એ તો માણસની આવશ્યક એવી એક આકરી કસોટી છે. એવી કસોટી એ જો પાર ન કરી શકે તો જ એ પ રા જ ય પામ્યો કહેવાય. એવી કસોટીમાંથી પણ જો એ પાર ઊતરે, તો પ રા જ યની ઊંડી ખીણમાં રહીને એ ઉન્નત મસ્તકે કહી શકે કે વિ જ ય તો મારો જ છે.

જીવનમાં હાર્યો દા રમવાની કલા એ કાંઈ પરાક્રમી, વિજયાકાંક્ષી કે કુનેહબાજ પુરુષોની તાકાતની વાત નથી. એ તાકાત કેવળ શ્રદ્ધાવાનની છે, પોતાના જીવનમાં ‘ મિશન ’ લઇને આવેલા, સંસ્કૃતિના પરિમલથી સભર, એવા કોઇક નરપુંગવની છે. માણસ, જીવનના પ્રભાતકાળથી જ વિજયનો આત્યંતિક મોહ તજીને, એને જો જીવનનો એક અકસ્માત ગણતો થઈ જાય, તો હરેક પરાજય દ્વારા પણ, એ પોતાનું સામર્થ્ય વધારતો રહે, અને એને ખાતે નોંધાએલા એક હજાર ને એક પરાજય પછી પણ, એ પોતે તો વિજયી જ રહે; કારણ કે, છેવટે તો માનવ, વ્યક્તિ તરીકે જે મહત્તા પ્રાપ્ત કરે છે, એ સામર્થ્ય સમષ્ટિને નિરંતર ઘડયા તો કરે જ છે. એટલે જ કેવળ વિજયની પ્રણાલિકા એ ઘણી વખત તો પ્રજાના પ રા જ યનો પ્રસ્તાવ બની રહે છે. અને વિજય મળ્યો એટલે વિનિપાત દૂર નથી. ઇતિહાસે તો વિજયને અને વિનિપાતને મહાકાલપુરુષની આંગળીએ વળગેલાં બે નાનાં બાળકો જ માન્યાં છે.

# ધર્મ:—એક અચિંત્ય શક્તિ

**માનવજીવનની** ખરી કરુણતા આ છે કે, જે એનું પોતાનું ખરી રીતે જીવનસામર્થ્ય નથી, એને એ પોતાનું સામર્થ્ય ગણતો આવ્યો છે. અને જે ખરી રીતે એનું સામર્થ્ય છે, એને એ એક પ્રકારનો ભ્રમ માનતો આવ્યો છે. ધર્મનું આજે જીવનક્રમમાં એવું જ સ્થાન ગણાય છે. પરંતુ ધર્મ, એ એક પ્રકારની એનામાં રહેલી અચિંત્ય શક્તિ છે; એ શક્તિનો જ્યારે એણે લેશ પણ સાચો વિકાસ કર્યો હોતો નથી ત્યારે એ એક પ્રકારનું અંધત્વ પણ છે. માણસ ધર્મમાંથી કાં નિર્મળ પ્રકાશ મેળવે છે અથવા તો ગાઢ અંધકાર મેળવે છે. એ એમાંથી શું મેળવશે એનો આધાર એ પોતે ધર્મને જે રીતે સમજે છે અને પોતાનામાં એને સમાવી, મેળવી અને પોતાનામાંથી એને પાછો જે રીતે પ્રગટાવે છે, એના ઉપર છે. અત્યંત ઊંડી તર્કશક્તિથી ગ્રહણ કરેલા ધર્મના સિદ્ધાંતો પણ માણસને કદાચ ધાર્મિક ન બનાવે એવું પણ થાય; અને સામાન્ય સમજણથી ગ્રહણ કરેલા સિદ્ધાંતોને, માણસ પોતાની વૃત્તિ સાથે એકાકાર કરવાનો યત્ન કરતાં કરતાં એણે ન ધારેલી એવી રીતે માણસને એમાંથી પ્રકાશ જડી જાય. એટલે જે માણસને ધર્મનો પ્રકાશ વહેલેમોડે પ્રાપ્ત કરવાની તમન્ના હોય તે માણસે ધર્મને તાર્કિક રીતે ગ્રહણ કરવાનો પ્રયત્ન કરવા કરતાં એને કલાત્મક રીતે સમજવાનો પ્રયત્ન કરવો જોઈએ. કલાત્મક વસ્તુ

માત્ર એક કોઈ એવા અજ્ઞેય પદાર્થનું અવલંબન સ્વીકારે છે કે, એ પદાર્થ ખરી રીતે હોય, કે ન હોય, એ વસ્તુસ્થિતિ એમાં ગૌણ થઇ રહે છેઃ માત્ર એ પદાર્થ ક્યાંક પણ હશે—એ કેવળ 'હશે' જ એને જીવનસામર્થ્ય આપે છે. જે વસ્તુ છે, અને આપણે જાણીએ છીએ કે, 'છે' એમાં વસ્તુના સ્વીકાર સાથે જ, એની શોધમાં રહેલ પ્રયત્નનો આનંદ ઊડી જાય છે. એટલા માટે જે પદાર્થ 'છે' અને 'નથી'—એવા અસ્તિ નાસ્તિથી પર હોય—જેના હોવા વિષે અનુમાનની શક્યતા સિવાય બીજો લેશ પણ સંકેત મળતો ન હોય, એ પદાર્થ જીવનને અચિંત્ય શક્તિથી ભરી દે છે, અને એટલા માટે શ્રદ્ધા કે અંધશ્રદ્ધા પણ નહિ, તર્કશુદ્ધ જ્ઞાન પણ નહિ, ભાવનામય ભક્તિ પણ નહિ,—અજ્ઞેયતા, ગાઢ નિબીડ અંધકારમાં, કોઈ દૂર દૂરના 'હશે' એના સહેજ સંભળાતા—ન સંભળાતા ધ્વનિ ઉપર ચાલી નીકળવાની અચિંત્ય શક્તિ, એ જીવનનું તેમ ધર્મનું રહસ્ય છે. તર્કશુદ્ધ તત્ત્વજ્ઞાનથી જે પદાર્થ માણસને મળે છે તે પદાર્થ પણ એને ઊંચામાં ઊંચા એવા આ શિખરની ઝાંખી આપવા માટે સમર્થ નથી.

કારણ કે તર્કશુદ્ધ તત્ત્વજ્ઞાન એને એક પ્રકારની નિશ્ચયાત્મક વિચાર–સરણી આપશે, કે જે દ્વારા એ ઊંચામાં ઊંચા શિખર સુધી જઈ શકે. પણ ઊંચામાં ઊંચા શિખર ઉપર પહોંચનારો છેવટે હતાશ થાય છે. માણસ ઊંચામાં ઊંચા શિખર ઉપર પહોંચે એમાં એનો વિજય નથી–એના માટે ઊંચામાં ઊંચું શિખર રહ્યા કરે, એમાં એનો વિજય છે. એને લાગવું જોઈએ—ઊંચામાં ઊંચા શિખરે પહોંચ્યા પછી પણ—એને લાગવું જોઈએ, કે, હજી પણ એક એવો પદાર્થ રહી જાય છે કે, જેના વિના જીવનને એક અખંડ ત્રિકાલાબાધિત પ્રવાહ રૂપે જોઇ શકાતું નથી. એની દૃષ્ટિ સમક્ષ રમે છે તે તો વર્તમાન માત્ર છે. જીવનસૃષ્ટિ અને ચૈતન્ય છે–પણ એ ત્રણે કાળ નથી કે અનંત જીવન નથી. ત્રણે કાલમાં રહેલ અનંતજીવન એ જુદો જ પદાર્થ છે. એની અનુભૂતિ અપ્રગટ રહે, એ રીતે જ, એ સહેજ સહેજ સમજી

શકાય તેવો પદાર્થ છે. એ અનુભૂતિ પ્રગટ થઈ શકે એટલે એ પદાર્થ જ ત્યાં નહિ હોય.

એટલા માટે, જે છે, તેના કરતાં ઘણુંવધારે હશે, એવી અજ્ઞેયતા, અને જે વધારે 'હશે'—કોણ જાણે વધારે 'હશે' કે નહિ, છતાં વધારે હશે—એની કોઇક વખત થઈ આવતી સહજ ઝાંખી, એવા તદ્દન નિબીડ જેવા અંધકારમાં, જે માણસ, સિદ્ધિ મેળવવા કરતાં પણ વધારે તો, સાધ્યની શોધમાં જ રખડે છે–એ માણસ એક દિવસ એટલે કે કોઈક દિવસ, અચિંત્ય શક્તિને વરે છે. જે ધર્મ વડે માણસ કેવળ સદ્‌ગુણી પ્રાણી બને છે, એ ધર્મ, એ તો વર્તમાન જીવનમાં રાચતા, રાજપ્રકરણી નીતિવેત્તાઓનો સામાન્ય ધર્મ. ધર્મ એના કરતાં જુદો જ પદાર્થ છે. એ માણસને સદ્‌ગુણી કરવામાં પર્યાપ્ત થતો નથી: અને એને નીતિમાન સામાજિક હિતરત કરવામાં પણ પર્યાપ્ત થતો નથી, પ્રવૃત્તિજીવનને નિષ્કામવૃત્તિનો મુગટ પહેરાવવામાં પણ એ પર્યાપ્ત થતો નથી–એ સઘળું તો એ કરે છે જ, પણ એ તો એની કસોટીનું ત્રીજાવર્ગનું માપ છે. એનું ખરું માપ તો એ છે કે ધર્મ વડે માણસ પોતાની જાતને કોઈ અચિંત્યશક્તિના પડછાયા જેમ–તમામે તમામ વૃત્તિઓથી પર, એવા કોઇક દેશનો વિચરનાર બનાવી શકે—અને તેથી પાર્થિવ ગમે તેવી મહાન શક્તિ પણ એને માટે મહાન ન રહે—એવી શક્તિનો આવિર્ભાવ એ ધાર્મિક વૃત્તિનો પરિપાક છે.

—અને એટલા માટે આપણને જે ન સમજાય—નરસિંહ મીરાં તુલસી સૂરદાસ કે તુકારામના જીવનમાંથી, એમના જીવનનો એવો અંશ, એ ધાર્મિક અંશ હતો એમ માનીને, અજ્ઞેયતાના પ્રાથમિક સોપાનની ભૂમિકા રચવા માટે, નિત્ય જીવનમાંથી થોડીક પળો એને માટે પણ રાખવી; જીવનમાં જ્યારે આટલી બધી પળો નિરર્થક વહી જાય છે તો અચિંત્ય શક્તિની સુખી ભ્રમણા ભલે થોડી પળો લઇ લે એમ માનીને પણ. કદાચ, જીવનની પરમશાંતિની ઝાંખીનો એ રસ્તો હોઈ શકે.

## થોડાં રજકણ*

* તમને આ ખબર છે? તમે જે વિચારો વ્યકત કરો છો એ ઘણી વખત તમારું બંધન પણ બની જાય છે! બીજાના વાદનો અનુવાદ કરવાની હોંશિયારી—એ શકિત વિષે તમને ગમે તેટલો વિશ્વાસ હોય, છતાં જયારે એ પ્રચલિત વાદ, વાસી થઇ જાય, ત્યારે તમારો અનુવાદ તમને એક એવા શૂન્ય ખડક ઉપર મૂકે છે કે જ્યાંથી તમે તમારા જીવનનો કોઇ પણ માર્ગ સ્પષ્ટ નિહાળી શકતા નથી. તમારે માટે જીવનનો એક જ માર્ગ પછી રહે. બીજા કોઇ વાદનો પાછો અનુવાદ કરવાનો.

* પ્રજ્ઞા–પ્રજ્ઞા તો આમાં રહી છે. જે કોઇ વસ્તુ જીવનમાં સ્વીકારાય તેનો સ્વીકાર કરતાં પહેલાં જીવનના તમામે તમામ અનુભવોનાં જળથી એની પરિશુદ્ધિ કરાય.

* ગમે તેવા સુંદર દેખાતા વાદમાંથી, માણસ પોતે જેટલું જીરવી શકે, એટલું જ એનું બળ છે. બાકી વાદનું પોતાનું બળ તો એને માટે એક પ્રકારનું કેદખાનું જ સરજી આપે.

* નવા નવા અનુભવો માટે જુવાની તલસે, એ વસ્તુ સમજી શકાય તેવી છે; હરેક અનુભવથી એ પોતાનો આંકફેર માંડે એ પણ સમજી શકાય તેવી વસ્તુ છે; પણ જુવાની જયારે પોતાના કાર્યની શરૂઆતમાં જ પ્રશંસા મેળવવા ઘેર ઘેર ભીખવા નીકળી પડે—ત્યારે એ આપઘાત ન સમજી શકાય તેવી પરિસ્થિતિ છે. એને ઉગતી જુવાની કહેવી કે આથમતી સંધ્યા?

---

*સંકલિત

* જે માણસ પોતાનું કાર્ય સમાજમાં વહેતું મૂકી—પોતે શાંતિથી, ધીરજથી, એના સ્વીકાર માટે રાહ જોઇ શકતો નથી, તે માણસ કોઈ દિવસ કાંઈ જ કરી શકતો નથી.

* સ્વતંત્રતા જેવી વસ્તુ પણ ખરાબ રીતે મોહક હોઈ શકે છે. જ્યાં વસ્તુની પાછળ વ્યક્તિનો મેળ નથી, ત્યાં વસ્તુમાત્રને એમાંથી ગમે તે એક દિશામાં વળી જવાની શકયતા રહેલી છે.

* વિચારો વ્યકત કરવાની કલા છે. મતાંધતા જણાય એવી રીતે જે વિચારો વ્યકત કરે છે તે પંગુ છે. પ્રચારહેતુ માટે જ જે પોતાના વિચારોને વાપરે છે તે પણ અપંગ છે. વિચારો હોવા–એ એક વસ્તુ છે. એમને વ્યકત કરવા એ બીજી જ વસ્તુ છે. જ્યાં સુધી એ તમારા પોતાના છે ત્યાં સુધી એ સામાજિક દૃષ્ટિએ જાણે અસ્તિત્વમાં જ નથી. જ્યારે તમે એમને વ્યકત કરો—ત્યારે કોની પાસે, કેવી પરિસ્થિતિમાં, ને કયા હેતુથી વ્યકત કરો છો, એ મુખ્ય વસ્તુ બની રહે છે. એટલું જ નહિ, તમારા સારામાં સારા વિચારોને તમે ખરાબ રીતે વ્યકત કરો—એટલે કે દેશકાળ અને વ્યક્તિના વિવેક વિના રજુ કરો—તો એ તમારું કાર્ય એક સામાજિક ગુના જેવું ગણાવું જોઇએ. જે કોઇની પાસે કલા નથી—એણે મૌન રાખવાની કલા પણ શીખવી જોઈએ.

* સાહિત્ય, વિજ્ઞાન અને ધર્મ—એ ત્રણેનો વારસો જે સમાજના દરેકે દરેક મનુષ્યની પાસે હોય, તે સમાજ પોતાને શ્રેષ્ઠ કહી શકે. એને સંદેશો આપવાનો અધિકાર હોઇ શકે.

* દુનિયા ઉપર અત્યારે જેટલા વાદ પ્રચલિત છે, અને એમાંથી જેણે જેણે, ભારતવર્ષ પરાધીન હોવાને કારણે એની સંસ્કૃતિનો પૂરો ખ્યાલ મેળવવા પ્રયત્ન કર્યો નથી, એ દરેક વાદને, વહેલે મોડે એની સંસ્કૃતિમાંથી મેળવવું પણ પડશે, અને એ પ્રમાણે પોતાના બંધારણમાં ફેરફાર પણ કરવા પડશે.

* જુલમથી કોઈ પણ પ્રજા હણાતી નથી: પણ હોંશિયારી ભરેલી કુનેહથી અનેક પ્રજાઓ હણાઈ ગઈ છે ને હણાતી જાય છે.

* જે માણસ પોતાનું કામ મેળવે છે, એને એટલું બધું શ્રમ ભરેલું કામ મળી જાય છે કે એને કોઈ પણ વાદના ઉત્સાહી લડવૈયા થવાની જરૂર જ રહેતી નથી. કે એ અતિ ઉત્સાહમાં અનેક અર્ધસત્યોને પૂજવાની જરુર પણ રહેતી નથી. એનું પોતાનું જીવન જ એક સંપૂર્ણ કાર્યક્ષેત્ર બની રહે છે.

* તમે ભલે ગંભીરમાં ગંભીર ભૂલ કરી હોય, જ્યાં સુધી એ ભૂલ છે, એમ તમારું મન સમજે છે, ત્યાં સુધી એ ભૂલમાંથી તમે તમારો સદ્‌ગુણ ઘડી રહ્યા છો. ભૂલ નુકસાની તો ત્યારે કરે છે, જ્યારે એ ભૂલને તમે દુરાગ્રહથી તમારો પોતાનો સદ્‌ગુણ ગણી રહ્યા હો.

* માણુસ કેટલો શાસ્ત્રજ્ઞ છે એનું માપ આ રીતે નીકળે: એ મૂર્ખાઓ જોડે અને અજ્ઞો જોડે શી રીતે વ્યવહાર ચલાવે છે.

* જે માણુસ પોતાની કલાને વફાદાર છે તે પોતાના જીવનના તમામે તમામ કાર્યને પણ વફાદાર છે.

* જે સામાન્ય સંકટ પ્રજાને ઘેરી રહ્યું હોય—પછી એ સંકટ રોગ હોય, દુઃખ હોય કે પરતંત્રનું વિષે હોય—એ સામાન્ય સંકટ પોતાને સ્પર્શી શકે તેમ નથી, એવા ખ્યાલથી જે માણુસ પોતાને સુખી અને સહીસલામત માને છે, એ માણુસ ખરેખરો નાસ્તિક છે; પછી એ ભલે હમેશાં બાહ્યાચાર પાળતો હોય. પોતાની જાતને જે સામાન્ય સંકટથી પર માને છે એ પશુતુલ્ય છે.

* માણુસ અધાર્મિક તો આ રીતે બને છે, પોતાના વિષે કાંઈ પણ ન જાણીને. પોતાના વિષે કાંઇ પણ ન જાણીને—અને બીજી અસંખ્ય બાબતો વિષે જાણીને.

* જે માણુસ સમજતો નથી તે માણુસ પાપ કરતો નથી. સમજણ હોવી-અને વર્તન ન હોવું એમાં પાપ રહ્યું છે.

* જેનાથી અતૃપ્તિ વધતી રહે એવી દરેકદરેક વૃત્તિ ઝીણવટનો અભ્યાસ માગે છે; એના કારણ, વિકાસ અને પરિણામનો સંપૂર્ણ પરિચય મેળવવો એ માનવજીવનનો મોટામાં મોટો પુરુષાર્થ હોઇ શકે.

* જીવનની નાનામાં નાની વૃત્તિનો અભ્યાસ કરવા માટે જે માણસ એક ઘડીભર પણ થોભતો નથી, તે માણસ વર્ષોના જીવનને અંતે, એક વખત અચાનક જાણે છે કે, એ જીવન જીવ્યો જ નથી, એ તો મૃત્યુમાં જ રહ્યો હતો—અને એને જ જીવન ગણી રહ્યો હતો.

* પોતે જે જાણે છે એ બધું વિદ્યાર્થી પાસે મૂકવાનો જે અભખરો સેવે છે તે પંડિત છે; પોતે જે જાણે છે એમાંથી કેટલું મૂકવું એ જે જાણે છે તે શિક્ષક છે; પોતે જે જાણે છે તે, અને વિદ્યાર્થી જે સમજે છે તે, એ બંનેનો તાર માત્ર સાંધીને જે સાક્ષી બને છે, તે કલાકાર છે. એ ધ્વનિનું સામર્થ્ય જાણે છે. ધ્વનિના સામર્થ્ય વિષે જેને અશ્રદ્ધા હોય એણે બહુ બહુ તો શિક્ષક થવું—કોઇપણ સંજોગમાં પંડિત તો ન જ બનવું.

* પ્રેમસાગરની અવધ જાણવા ઇચ્છનારે આ પરિસ્થિતિ માટે તૈયાર રહેવુંઃ પોતાની જાતને અનેક યાતનાઓમાંથી પસાર કરવા માટે અને એ યાતનાઓને શાંતિથી પોતાનામાં પાછી શમાવી દેવા માટે. પ્રેમ—એ એક પ્રકારની, અકસ્માત મળી જનારા આત્માઓની જીવનસમાધિ છે. માટે એ અત્યંત વિરલ પદાર્થ છે. પણ પોતાની જાતને, હરકોઇ પ્રકારની આવી પડનારી યાતના માટે જે તૈયાર રાખે છે, તે ઠગારા પ્રેમની સૃષ્ટિમાંથી પણ, કાંઇક એવો ભગ્નાવશેષ પ્રાપ્ત કરે છે કે, જે એને જીવનમાં કોઇને કોઈ રીતે માર્ગદર્શક થઈ પડે.

* વિજયની છેલ્લી પળે—ઘણા વિજયી માણસોને, કેવળ રાક્ષસી-બળવાળા બતાવ્યા છે. રાક્ષસીબળ સિવાય બીજું કાંઈ જ એમના આત્મામાં ન હતું એમ સિદ્ધ કર્યું છે. વૃદ્ધ અને ખોખડધજ ઇતિહાસે આવા વિજય જાણ્યા છે—અને એ વિજયમાં રહેલા ભયંકર વૈરનાં બીજ પણ જાણ્યાં છે. વિશ્વની શાંતિ ત્યારે જ શક્ય બને, જ્યારે વિજયના ઉત્સવ કરતાં પણ વધારે સંભાળ પ રા જ યના ડંખ વિષે લેવાનું માણસને સૂઝે.

* માણસ પવિત્ર હોય, ન્યાયી હોય, ધાર્મિક વૃત્તિવાળો હોય, શુદ્ધ હોય—એ સઘળું હોય, છતાં જ્યાં સુધી એ શ્રદ્ધાવાન ન હોય,

એટલે કે કોઇક પણ અચિંત્ય ગુપ્ત શકિતના તત્ત્વને પોતાના હૃદયના એકાદ ખુણામાં પણ સંગ્રહી રાખતો ન હોય, ત્યાં સુધી એ કદી પણ પોતાનું સામર્થ્ય નહિ અનુભવે.

* સત્ય માણસ જાણે છે પણ એનો સ્વીકાર કરવા એ તૈયાર હોતો નથી, કારણ કે એમાં એને પોતાનો પરાજય દેખાય છે. એટલા માટે એ સત્યને હણવા સારુ એવું જ બીજું સત્ય તૈયાર રાખે છે. આવી રીતે જ્યારે સત્યને સત્યથી હણવામાં આવે છે, ત્યારે દલીલોનો અને વિવેચકોનો વિજય દેખાય છે. સંસ્થાઓ, સભાઓ, પાર્લમેન્ટી ચર્ચાઓ, ન્યાયકોર્ટો—સઘળે સ્થળે આવાં અર્ધસત્યો અર્ધસત્યોની સામે અફળાતાં રહે છે. યુદ્ધને અશક્ય બનાવવા માટે લેવાતાં અર્ધસત્ય પગલાંઓમાંથી જ યુદ્ધ પાછું જન્મે છે અને એમાંથી જ પોતાનું પોષણ પણ મેળવે છે.

* માણસને મળેલી શકિત એ ખરી રીતે એની પોતાની શક્તિ નથી. એને તો એ વાપરવા માટે ઉછીની મળી છે. ઉછીના લીધેલા પદાર્થની જેટલી સંભાળ લેવી ઘટે એટલી જ સંભાળ પોતાને મળેલી કુદરતી શકિતની માણસે લેવી ઘટે. એમ ન કરતાં જે એનો દુરુપયોગ કરે છે તે જીવનનો દ્રોહ કરે છે. એ દ્રોહ એક પ્રકારનો આપઘાત છે. અને આપઘાતી માણસને જેમ શાંતિ મળતી નથી, તેમ જીવનનો દ્રોહ કરનારને પણ કોઇ દિવસ શાંતિ ગળતી નથી. જીવનના તમામે તમામ દેખીતા લાભને જે એકબાજુ ધકેલી દઈને પણ, પોતાના જીવનવ્રતને શ્રદ્ધાથી અનુસરે છે, એ એક દિવસ મહાન શાંતિનો—એટલે કે પ્રેમસાગરનો કિનારો નિહાળે છે.

* ખરેખરી મહાન કલા એ છે, જે પ્રજા તરફ પોતે દોરાતી જતી નથી—પ્રજાને પોતાના તરફ દોરે છે.

* મૃત્યુ—ખરું મૃત્યુ આ છે, જેમાં માણસ મરણ પામતો નથી, આત્માને વિસર્જન કરે છે. જીવનયજ્ઞ માટે દેવતાએ જે આપ્યું હતું એ દેવતાને એનું પાછું વિસર્જન દેવામાં આવે—એવી ભવ્ય રીતે જે મૃત્યુ પામે—એવા મૃત્યુનો મહિમા જીવનના કરતાં પણ અધિક છે.

## ‘ જર્નાલીઝમ ’

**જર્નાલીઝમ** એ આ જમાનાનું અમોઘ શસ્ત્ર છે. શસ્ત્ર વિષે શાસ્ત્રે બાંધેલી મર્યાદા એને પણ લાગુ પડે છે. ખરી રીતે તો કોઈ પણ શકિત–પછી એ માનવસંઘમાંથી ઉત્પન્ન થતી હોય, મશીનથી પેદા થતી હોય, કે કેવળ આકસ્મિક હોય, પણ એને એક સૂક્ષ્મ તંતુ વડે, એના સૂત્રધાર સાથે બાંધીને જ એનાં ગુણ મર્યાદા વિષે કાંઇક કહી શકાય. ‘ જર્નાલીઝમ ’ પણ જ્યારે એના સૂત્રધારનું પ્રતિબિંબ ધારે છે ત્યારે કાંઈક ઓર જ રંગ દેખાડે છે; એ કેવળ સમાચાર સંગ્રહ કરનાર ટપાલી બને છે, ત્યારે એની કિંમત એમાં વપરાયલા કાગળ જેટલી જ ગણી શકાય; એ કોઈક પ્રચાર માટે જીવતું હોય છે, ત્યારે એનું મૂલ્યાંકન પ્રચારના સત્ય અસત્ય વડે નોંધાય. ‘ જર્નાલીઝમ ’ એ આ જમાનામાં તાજવિનાની રાજશકિત છે. એ ધારે તો અન્યાયને અશક્ય બનાવી દે; એ બરાબર હોય તો ‘ ડેમોક્રસી ’નું સારામાં સારું ફળ મેળવી શકાય; એ લોકકલ્યાણનું મંદિર બની શકે; એના દ્વારે હમેશાં હજારો મુફલિસો, મોટા ચમરબંધીઓના અન્યાયને ધૂળ ચાટતા કરવા, વિશ્વાસ પૂર્વક રાહ જોતા હોય. એના દ્વારે જીવનનાં થાક ને નિઃશ્વાસ, અવ્યવસ્થા અને અશાંતિ, અશુચિ અને આશંકા, હરરોજ ઠલવાતાં હોય. એને ત્યાં જંગલની શાંતિ વિના જંગલના આદર્શો હોય.

પણ આવી જાતના ‘ જર્નાલીઝમ ’ ની શક્યતા ગ્રાહકોની સંખ્યા ઉપર રહે છે. વર્તમાનપત્રોની હમેશાં એક ફરિયાદ એ છે

કે લોકો વાંચતા નથી: બીજી ફરિયાદ છે કે લોકો સમાચારો જ વાંચે છે; ત્રીજી ફરિયાદ છે કે મેકસીમ ગોર્કી શું કહે છે એ અમારા માટે કીમતી નથી; બંગાળના એક ગામડામાં ત્રણ પગા છોકરાની જન્મકથા અમારે માટે મૂલ્યવાન થઇ રહે છે. આ અમારો અનિવાર્ય રેખાનીતિ બની રહે છે. આ ફરીયાદો વજુદ વિનાની છે એમ પણ ન કહી શકાય. છતાં કેવળ ધ્યેયલક્ષી વસ્તુ ન આપે તો પણ ‘ જર્નાલીઝમ ’ ધારે તો લોકની રસવૃત્તિને પગલે પગલે કરીને આગળ તો દોરી શકે. હજી સુધી એવી રીતે લોકની રસવૃત્તિ કેળવ્યાનો કોઇએ અનુભવ લીધો નથી, એ વાત પણ ફરિયાદ પક્ષની નિર્બળતામાં વધારો કરે છે. ખરી વાત તો એ છે કે આ ફરિયાદો સાચી હોય તો પણ જર્નાલીઝમ જ્યાં સુધી આપણે ત્યાં કેવળ સમાચારો આપે છે, અને વિચારો આપતું નથી, કે નવીન વિચારોની દિશાસૂચન કરતું નથી, ત્યાં સુધી એ પોતે નિષ્પ્રાણ રહેવાનું છે, અને પ્રજાને અસંસ્કારી અને નિષ્ક્રિય રાખવાનું છે. આ જમાનામાં એનું એવું તેજ છે કે એની શક્તિ વડે અન્યાય અશક્ય બને, જૂલમ સ્વપ્ન થઈ જાય, મોટા ચમરબંધીનું અભિમાન ઘડીના છઠ્ઠા ભાગમાં હતું ન હતું કરી શકાય, પણ એનામાં એવી શક્તિ ત્યારે જ આવે કે, જ્યારે વર્ષોની મૂંગી પણ હેતુપૂર્વકની યોજના વડે એણે પ્રજાને ઘડવાનો પ્રયત્ન કર્યો હોય: એવી યોગ્ય રીતે ઘડાયલી પ્રજા શબ્દનું સામર્થ્ય, શબ્દોની પોકળતા, રાજદ્વારી કુનેહબાજોની ચાલબાજી, સંસ્કૃતિનું રક્ષણ, સ્વત્વનો વિકાસ, રાષ્ટ્રીય અસ્મિતા પર થતા ઘા–એ સઘળી બાબતોની એવી સમજણ મેળવી લે કે, એવો કોઈ પ્રસંગ ઉપસ્થિત થતાં જ એ પોતાની તૈયારી બતાવે. એ વાત સાચી છે છે કે કાયદાની અનેક મુશ્કેલીઓ વચ્ચે વર્તમાનપત્ર જીવે છે; પરંતુ એ વાત પણ સાચી છે કે ‘ અપહરણ ’ કે ‘ બળાત્કાર ’ ના સમાચારોને લગભગ ચાર પાંચ ‘ એ ’ માં છાપીને, એક પૈસા માટે જે વિચારહીનતા પ્રજાને આપવામાં આવે છે, તેના કરતાં કોઈ નવીન જ વિચારને અગ્રસ્થાને મૂકવાની વૃત્તિને કોઈ કાયદો અટકાવી શકે તેમ

નથી. ત્રણુપાઇવાળાં છાપાં ઘણી વખત આના સમર્થનમાં દલીલ કરે. પણ ઉત્તર આપી શકાય કે, માણુસને આકર્ષવા માટે માત્ર ખૂન કે બળાત્કારની જરુર પડતી નથી. ગમે તે નવીન સમાચાર નવીનરૂપે ધરવાથી માણુસનું આકર્ષણુ થઇ શકે છે. જર્નાલીઝમ મુખ્યત્વે વિચારો આપે—અને મુખ્ય બનાવો જ ગૌણુરૂપે આપે તો જ, એ પ્રજાને ઘડી શકે. શહેરો—કે જ્યાં નાગરિકો સંસ્કારિતા ઘડવાનો પ્રયત્ન કરે છે, ત્યાં વિચારો—ને નવીન આદર્શો રજુ કરે તેવાં સામયિકોની સંખ્યા હજી નહિ જેવી છે. એક તરફથી ફરિયાદ થાય છે કે આપણે ત્યાં ઘણાં છાપાં છે, તો બીજી તરફથી એમ કહેવામાં પણ વાંધો નથી, કે આપણે ત્યાં છાપાં છે, પણ એમાં કોઈની છાપ નથી. અને 'જર્નાલીઝમ' પણ નથી. વિજ્ઞાન, સાહિત્ય, રાજકારણુ, જીવનચરિત્ર, ઇતિહાસ, અર્થશાસ્ત્ર, એ પ્રશ્નો વિષે સાદી, સ્વચ્છ, સરસ શૈલીમાં પ્રજા સમજી શકે તેવું સાહિત્ય આપવાને બદલે ઘણાંખરાં વર્તમાનપત્રો, બંગાળાનાં અમુક પ્રાંતના અમુક ગામડામાં છ પગવાળા વાછરડાના જન્મ વિષે લોકવૃત્તિ કેળવાય એવા સમાચારો છાપવામાં પૃષ્ટો ભરે છે. જેમ નાટકવાળા ને સીનેમાવાળાઓ 'પીટ કલાસ' વિષેની ફરિયાદ રજુ કરે છે, કે જે કલાસનું અસ્તિત્વ એમણે આપેલી રસવૃત્તિનું સીધું પરિણામ છે—તેમ વર્તમાનપત્રો પણ લોકવૃત્તિનું બાનું આગળ ધરે છે. પણ લોકવૃત્તિ હલકી હોત તો 'કેસરી' 'નવજીવન'ને 'અમૃત બજાર પત્રિકા'ને જ હલકાં રૂપો ધરવાં જ પડત. નોન મેટ્રીકીયા માણુસો 'જર્નાલીઝમ' કરવા નીકળે ત્યારે જે પરિણામ આવવું જોઇએ એ પરિણામ આજે આવ્યું છે, એટલે લોકવૃત્તિ નહિ, પણ વર્તમાનપત્રોની નીતિ જ આને માટે જવાબદાર કહી શકાય. પ્રજા અણુઘડ ન હોય તો તો વર્તમાનપત્રોની જરુર જ કયાં રહી ?

યૂરપનું તંત્ર જર્નાલીઝમે ઘડયું છે: આ દેશનું તંત્ર યૂરોપી તંત્રના અનુકરણુ રૂપે છે, એટલે જ્યાં સુધી 'જર્નાલીઝમ' બળવાન અને શુદ્ધ ન બને ત્યાં સુધી આ તંત્ર પણુ શુદ્ધ ન થાય.

## નવી પ્રજા : નવી રચના

કેટલીક વસ્તુઓ કોઈ દિવસ વૃદ્ધ થતી નથી. કેટલીક વસ્તુઓ કોઈ દિવસ જુવાની જાણતી નથી. નવરચના કરવા મથનારે આ આ વસ્તુઓનો પરિચય સાધવાનો હોય છે. જો એ કોયડાનો એ ઉકેલ લાવી શકે તો જ એ નવી સમર્થ પ્રજાના જન્મ માટે શક્ય એવી ભૂમિકા તૈયાર કરી શકે. અતિ ઉત્સાહી માણસોનું એક વસ્તુ પ્રત્યે લક્ષ્ય દોરવું ઘટે છે કે ભૂમિકાની તૈયારી વિના કોઈ પણ રચના સ્થાયી બની શકતી નથી.

આપણે એક ઉદાહરણ લઈએ. આપણી જ્ઞાતિઓ એ એક વખતે આપણા સામર્થ્યને વ્યક્ત કરવાનો બળવાન દુર્ગ હતો. આજે એ જ જ્ઞાતિઓ આપણી નબળામાં નબળી કડી બની રહેલ છે. આનો ઉકેલ શો? જ્ઞાતિઓનું અસ્તિત્વ શા માટે હતું—અને હવે આજે શા માટે ન જોઈએ!

કોઈ પણ થનગની રહેલા લોહીવાળા જુવાન પાસે આનો જવાબ તૈયાર છેઃ 'હું જ્ઞાતિમાં માનતો નથી. જ્ઞાતિઓ જવી જોઈએ એનાથી આપણી એકતા સિદ્ધ થઈ શકતી નથી—' વગેરે.

આજે આપણે જ્ઞાતિઓને કોઈ પણ વિશિષ્ઠ ગુણ ધરાવનાર એકમ તરીકે જોઈ શકતા નથી, અને એવી રીતે એમનું અસ્તિત્વ રહ્યું નથી, એ જ આપણા વિનિપાતનું મુખ્ય કારણ છે. જ્ઞાતિઓને લીધે આપણો વિનિપાત થયો નથી; થઇ શકે નહિ; જે વિશિષ્ટ ગુણનો

ઉત્કર્ષ સાધવા માટે એ એકમ ઘડવામાં આવ્યું હતું, તે મૂળ પંથનો ત્યાગ કરવાથી જ જ્ઞાતિઓ અરસપરસના દોષદર્શન માટે ને કલહ માટે બાકી રહી છે. અને તેથી મૂળ હેતુ પર લક્ષ્ય આપી એની સિદ્ધિ માટેનો માર્ગ નિર્માણ ન કરતાં જો આપણે માત્ર જ્ઞાતિઓના કોલાહલમાં જ આપણી બધી નવરચનાશક્તિ વેડફી નાખીએ તો આપણે કદાચ જ્ઞાતિઓનો નાશ કરી શકીએ—પણ નાશ કરીને કોઈ પરિણામ ન લાવી શકીએ. એટલે એ નાશને લીધે ઉત્પન્ન થયેલી જગ્યામાં બીજા એવા જ અસ્થાયી અને હેતુ વિનાના કાર્યે પોતાનો ચંચુ મૂકવો રહ્યો.

આ વસ્તુસ્થિતિને વધારે સ્પષ્ટ કરવા માટે એક ઉદાહરણ લઈએ. એક જ્ઞાતિ ધારો કે સોના ઉપર કારીગરીનો ધંધો વર્ષોથી ચલાવે છે. કુદરતી રીતે એ ધંધા ઉપર એ કુટુંબનો નાનામાં નાનો છોકરો જે કાબૂ ધરાવતો હશે તે પણ અસાધારણ હશે. એ વિશિષ્ટ તત્ત્વ ન ગુમાવવું હોય તો એ વિશિષ્ટતા પૂરતી અમુક મર્યાદા સ્વીકારવી રહી. એ મર્યાદા તે જ્ઞાતિ. એ તત્ત્વ સ્થાયી છે—એને વૃદ્ધાવસ્થા નથી. પણ ધારો કે એવું બન્યું કે એ જ જ્ઞાતિમાં એક છોકરો બીજા ધંધામાં રસ લે છે—તો શું થાય? એ વખતે જ્ઞાતિએ એ જ મર્યાદાને વિશાળ બનાવવી જોઈએ. જો એ પ્રમાણે એ ન બનાવી શકે તો એ કોઈ દિવસ જુવાન કે પ્રાણવાન ન હતી એમ જ કહેવાય.

જ્ઞાતિસંસ્થાઓએ વિશિષ્ટ ગુણોના ઉત્કર્ષ માટે જે મર્યાદા ને જે વિશાળતા બતાવવાં ઘટે એ બતાવવાં એમાં એમની મહત્તા રહી છે.

જ્યાં જ્યાં જ્ઞાતિઓનું બંધન આવા કોઈ અર્થ પરત્વે વિશાળ બને ત્યાં ત્યાં જ્ઞાતિ વધારે પ્રાણવાન બને છે. પણ જેવી રીતે આજે એક જ્ઞાતિ, ટાઈપિસ્ટ, પોસ્ટમેન, ક્લાર્ક, દરજીધંધો કરનાર, મોચી, મોટર ડ્રાઈવર, સાઈકલીસ્ટ, ચાવાળો અને એવા સઘળા પ્રકારની વ્યક્તિઓને પોતાનામાં ગણાવવાનું અભિમાન લે છે અને ખરી રીતે એમાંનો કોઈ એમનો નથી, તેવી રીતે એ પોતાની મર્યાદાને સાચવવાની વૃત્તિ

રાખે છે, અને એ મર્યાદા સાચવવાનું એની પાસે કોઈ કારણ નથી કે કોઇ હેતુ પણ નથી. આવી રીતે હેતુ, કારણ, ધ્યેય, કે વિશિષ્ટત્વની ઉપાસના વિના જે મર્યાદાઓ રાખવામાં આવે છે એ મર્યાદાઓએ એમના મૂળ ગુણને ખોયો છે ને નવા જમાનાનો એક પણ ગુણ કેળવ્યો નથી. એટલે આજે ઘણી ખરી જ્ઞાતિઓ—એ હજારો ધંધા કરનારા હજારો વૃત્તિવાળા માણસોનું નિરર્થક સંમેલન હોઈ એ નિરર્થક બની રહેલ છે.

અથવા એમની સાર્થકતા એકાદ ઢંગધડા વિનાની ચૂંટણીમાં 'આપણી જ્ઞાતિના છે હો'—એવા શબ્દો વડે પ્રજાશક્તિનો હ્રાસ કરવા પૂરતી જ રહી છે.

આ પરિસ્થિતિમાં જ્ઞાતિભંગનો માર્ગ લેવાય તે જો વિહ્વળતા પ્રેરિત હોય તો એ પણ એટલો જ નિરર્થક છે.

વિશિષ્ટ ગુણોત્કર્ષ, વૈજ્ઞાનિક પરિશુદ્ધિ અને એક ન સમજી શકાય એવી આંતરઆકર્ષણની સૂચક માર્ગદર્શના—એ ત્રણેનો સમન્વય સાધવા માટે જે જ્ઞાતિઓ પોતાની મર્યાદાને વિશાળ નહિ કરે, અને જે નવરચનાવાદીઓ આ ધ્યેય લક્ષ્યમાં રાખ્યા વિના આંધળિયા ભૂસકા મારશે—એ સઘળા જ પ્રજાકીય નવરચનામાં શરીરનો, મનનો અને ગુણોનો અપકર્ષ લાવશે.

કેવળ નવીનતાની ખાતર કરેલ મર્યાદાલોપનો કાંઈ અર્થ નથી. કેવળ પ્રાચીનપ્રથા પ્રમાણે મર્યાદા જાળવવાનો પણ કાંઈ અર્થ નથી.

પેટાજ્ઞાતિઓ વડે કોઈ હેતુ સરતો નથી, માટે એમણે જવું જોઇએ. અખિલ ભારતવર્ષીય—એ એક વિશેષણ પછી—બીજું પેટાજ્ઞાતિનું કોઈ પણ વિશેષણ અશક્ત અવસ્થાના એકરાર જેવું ગણાવું જોઈએ.

જ્ઞાતિઓ પોતાના ચિરંજીવ તત્ત્વનું મર્યાદાથી રક્ષણ કરી, એને વૈજ્ઞાનિક પરિશુદ્ધિનો લાભ આપે : અને એના અચિરંજીવ, માત્ર સમયધર્મે સ્વીકારેલા તત્ત્વને, ફેંકી દઈ પોતાની વિશાળતા સરજાવે.

તો જ એ રહી શકશે. તો જ એમણે રહેવું જોઈએ.

સર્વભક્ષી કાલ જ્ઞાતિઓને ભક્ષી જાય એ અફસોસનો વિષય નથી. જ્ઞાતિઓ પોતપોતાની વિશિષ્ટતા ખોઈ જે પરાધીનતા સ્વીકારશે એ અફસોસનો વિષય છે.

પ્રજાના ઉત્કર્ષની સાધનામાં જ્ઞાતિઓની નવેસરથી પરિશુદ્ધિ એ આવશ્યક તત્ત્વ બની રહેશે.

ઉપર જે 'આંતર આકર્ષણની સૂચક માર્ગદર્શના' એમ કહ્યું છે એ વસ્તુ થોડી વધુ વિચારણાને અંતે વૈજ્ઞાનિકબળ જેવી જણાશે. એક જ દાખલો લઈએ. વિજ્ઞાનના માપ અને પ્રમાણના ભાનથી નહિ, પણ, જેને આપણે કેવળ 'હથોટી' કહીએ એ હથોટીના બળથી આપણા ઘણા કારીગરો વૈજ્ઞાનિક પરિશુદ્ધિને પણ ટક્કર મારે એવું કામ આપી શકે છે. એવી હથોટી એ એક પ્રકારની પ્રમાણભાનની સહજ બનેલી શક્તિ છે. વિલાયતના એક રંગરેજની વાત છે કે, એની ચપટી ચપટી રંગ લઈ ને મિશ્રણ કરવાની કલાએ એને અદ્ભુત રંગરેજ બનાવ્યો હતો. પણ જ્યારે એણે જ એનું પ્રમાણ શોધીને રંગ બનાવવાનો પ્રયત્ન કર્યો ત્યારે એ તદ્દન નિષ્ફળ ગયો! જ્ઞાતિઓ આવા વિશિષ્ટ અધિકાર માટે અસ્તિત્વમાં રહે એ સમજી શકાય તેવી વાત છે. પણ એના એ અસ્તિત્વમાંથી વિજ્ઞાનનો ઈન્કાર કે ઉપેક્ષા કરવાની વૃત્તિ જવી જોઈએ. અને ક્ષુલ્લક લોકાચારી વિષયોના જીવન પર્યંત ચલાવાતાં યુદ્ધો જવાં જોઈએ.

## ગુજરાતનો પ્રાંતિક વિકાસ

**જેવી** રીતે માણસ પોતાની વિશિષ્ટતાને લીધે સમાજમાં મહત્ત્વનું સ્થાન મેળવે છે અને સમષ્ટિની ઉત્ક્રાન્તિમાં પોતાનો હિસ્સો નોંધાવી શકે છે, તેવી રીતે આપણી અત્યારની રાષ્ટ્રવ્યાપી સાંસ્કારિક એકતા માટે પણ દરેક પ્રાંતે પોતાનું વિશિષ્ટ ધ્યેય સાધવું પડશે; એવા પોતાના વિશિષ્ટ સર્વાંગીણ વિકાસ વિના સંસ્કૃતિના મહાસાગરમાં પોતાનું કહેવાય તેવું કાંઈ પણ તેનાથી આપી શકાશે નહિ.

એટલે આપણી પ્રાંતિક ભાવના પાસે ત્રણ મુખ્ય પ્રશ્નો આવીને ઊભા છે. એક તો, સર્વાંગીણ વિકાસ સાધવાનો પ્રયત્ન. બીજો પ્રશ્ન, સાંસ્કારિક એકતામાં એનું વહેણ. ત્રીજો પ્રશ્ન, વિશ્વવ્યાપી બલાબલની સાચી તુલના કરવાની એની શક્તિ. આ ત્રીજો પ્રશ્ન એટલા માટે મહત્ત્વનો છે કે અત્યારે કોઈ નાનામાં નાનું ગામ પણ વિશ્વવ્યાપી બળોની અસર નીચે ન આવે એવું શક્ય નથી.

પ્રાંતિક સર્વાંગીણ વિકાસ વિશે દરેક પ્રાંતને પોતપોતાના વિશિષ્ટ પ્રશ્નો છે ને સામાન્ય પ્રશ્નો પણ છે. ઉદાહરણ તરીકે સાધારણ રીતે ગુજરાતીઓ પ્રાંતિક ભાવના પરત્વે વધારે ઉદારતાથી જોઈ શકે છે. અને તેના પ્રમાણમાં મહારાષ્ટ્ર–બંગાળ પછાત છે. તો વિદ્યા સંગીત, ચિત્ર, સાહિત્ય એવી સામગ્રીમાં વિકાસદૃષ્ટિએ એ બન્ને પ્રાંતો ઘણા આગળ છે. એટલે દરેક પ્રાંતે પોતાના વિશિષ્ટ

પ્રશ્નોનો પોતાની રીતે ઉકેલ લાવવાનો હોય છે. તેમાં કેટલીક વખત અતિ ઉત્સાહી કાર્યકર્તાઓ લાભને બદલે નુકસાન પણ કરી બેસે છે. દાખલા તરીકે સાહિત્યદષ્ટિએ હિંદી પાસેથી ગુજરાતને બહુ ઓછું મળે તેમ છે. પણ એનું રાષ્ટ્રભાષા તરીકેનું ગૌરવ જાળવવા એના પ્રત્યે લોકો ઉદાસીન ન રહે એ જોવું જરુરનું છે. પણ હજી તો ગુજરાત પોતાના પગભર પોતાની ભાષામાં માંડ માંડ થતું આવે છે, તે પહેલાં એના ઉપર હિંદીનો બોજો મૂકવામાં આવે કે એ બોજા આડે એ પોતાની પ્રાંતિક ભાષાનો વિકાસ પણ સાધી શકે નહિ, તો એ વસ્તુ લાંબે ગાળે બન્ને ભાષાને નુકસાન કરવા ઉપરાંત ગુજરાતને એની પોતાની સંસ્કારિતામાં પીછેહઠ કરાવનારી પણ નીવડે. રાષ્ટ્રભાષાને લેશ પણ ઓછું મહત્ત્વ આપ્યા વિના, પ્રાંતમાં એના સ્થાનનો નિર્ણય કરવાનું કામ જેટલું બને તેટલું વધારે, અભ્યાસ દ્વારા નહિ, પણ અભ્યાસ વિનાનાં સાધનો દ્વારા રેડિયો–સિનેમા દ્વારા રાખવું જોઇએ. અભ્યાસ તરીકે નિશાળોમાં થતો એનો ઉપયોગ એ કદાચ લાંબે સમયે કંટાળાજનક ને નિરર્થક લાગ્યા વિના નહિ રહે. અત્યારના અભ્યાસક્રમમાં ઘટાડો કર્યા વિના નવા વિષય તરીકે હિંદીને દાખલ કરવામાં એક રીતે માનસિક હ્રાસ પણ છે. અત્યારના વિષયો પરત્વે બાળકોને જેટલો કંટાળો છે તેટલો જ કંટાળો હિંદી પ્રત્યે આવશે ને જેમ અંગ્રેજી ભાષામાં ગુજરાતીનો ખીચડીપાક બનાવ્યો તેમ કદાચ હિંદી દ્વારા નવો ખીચડી પાક પણ થશે.

રાષ્ટ્રભાષાનું ગૌરવ જ્યારે રાજદ્વારી પુરુષો સ્થાપવા મથે ત્યારે તેમણે એ વિષે કેળવણીકારો, લેખકો ને સર્જકોની ઉપેક્ષા ન કરતાં એમના અભિપ્રાયોને વજન આપવું જોઇએ ને જેટલા બને તેટલા વિશેષ અભિપ્રાયો મેળવવા જોઇએ. કોઈ પણ દેશમાં–પછી એ ભલે ગમે તેવા ઉદાર રાજદ્વારી પુરુષોથી નિયંત્રિત થતો હોય છતાં–એમાં વિચાર કરી શકે તેવા પુરુષો પ્રત્યે ઘૃણા દર્શાવવામાં રાજદ્વારી પુરુષો કોઈ દિવસ પાછા હઠતા નથી.

ઇંગ્લંડમાં બર્નાર્ડ શૉ મોટો ચિંતક છે, પણ એનો રાજદ્વારી પુરુષોએ કોઈ દિવસ હિસાબ ગણ્યો નથી. એટલે જે વિષય ખરી રીતે કેળવણીકારો માટે મહત્ત્વનો છે તેનો નિર્ણય એકાદ નિયમથી કરી નાખવામાં કે બહુમતીથી કરવામાં પણ એકંદરે પ્રજાને નુકસાન છે. એ વિચારને પ્રજા સમક્ષ ઘણો વખત સુધી વહેતો રાખવો જોઈએ.

પ્રાંતના સર્વાંગીણ વિકાસ માટે પ્રાંતીય ભાવનાની ખીલવણી જરૂરની છે.

એ ભાવના જ્યારે પોતાના યોગ્ય સ્થાનથી વધારે દૂર જાય છે છે ત્યારે જ એના ઉપર નિયંત્રણ જરુરી છે. અત્યારે ગુજરાતનાં સાહિત્ય, ચિત્ર, સંગીત, નૃત્ય, રંગભૂમિ, નાટકો, મેળાઓ, ઉત્સવો, વ્યાયામો—સમૂહ મિલનો—સઘળાંમાંથી ગુજરાતનો ધ્વનિ ઊઠવો જોઈએ. બેંગાલી રાગડામાં કવિતા ઉતારી એ ગુજરાતનાં છોકરાં પાસે મૂકવી એમાં ગુજરાતના કવિઓએ પણ શરમ ગણવી જોઈએ. ગુજરાતનું પોતાનું સ્વતંત્ર વ્યક્તિત્વ વિકસે—ને એનાં સંસારી તત્ત્વજ્ઞાનીઓની ને ભજનિકોની પરંપરાની પેઠે—સંસાર, સમૃદ્ધિ ને સંસ્કૃતિનો સમન્વય ગુજરાત સાધી બતાવે, એ એની સૌથી વધારે સુંદર અને કદાચ ચિરસ્થાયી પ્રણાલિકા છે. એની પ્રાંતિક વિશિષ્ટતા એના સંસ્કારની સૌને પ્રિય લાગે એવી સૌરભમાં રહી છે. એના પ્રાંતિક અભિમાને બીજાને હણ્યા નથી કે દુભવ્યા નથી. આજે ગુજરાત પોતાના પ્રાંતિક વિકાસ માટે એના લોકનાયકો પાસે આવી દૃષ્ટિની અપેક્ષા રાખે છે.

વિશ્વવ્યાપી બલાબલની તુલના કરવામાં ગુજરાતીઓ પાછા પડશે તો પોતાનાં વ્યાપાર, સમૃદ્ધિ ને સંસ્કારિતા—સઘળાં ગુમાવી બેસશે.

એટલે રાજકારણ ગમે તેટલું બળવાન ને વ્યાપક તત્ત્વ થઈ બેસે—અને એણે થવું જ જોઈએ, તોપણ એ પ્રાંતના સર્વાંગીણ વિકાસ, ખાસ કરીને પ્રાંતની વિશિષ્ટતા દ્વારા સધાતા સંસ્કૃતિવિકાસને પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરે, તો જ એની લાંબે ગાળે ફતેહ છે. કારણ કે તો એને જે પ્રજાનું પીઠબળ મળે તે સાચું હોય: બળવાન, તેજસ્વી, સ્વતંત્ર

વિચારશક્તિવાળા જુવાનોનો ટેકો. નહિતર તો પછી ટોળાં હાલી ઊઠે. ટોળાં માને કે આપણા ભેગાં થવાથી પૃથ્વી ધ્રૂજે છે. ને જે વખતે પરદેશી સત્તાનો માત્ર એક ફટાકડો ફૂટે કે આંતર વિગ્રહની એક ચિનગારી કોઇ પ્રગટાવે ત્યારે ટોળાને શું કરવું એ પણ ગમ ન હોય. કારણ કે એમનામાં વિચાર કરવાની શક્તિ જ ન હોય—માત્ર શબ્દોને અનુસરવાની જ શક્તિ આવી હોય.

સર્વાંગીણ વિકાસ સાધવો હોય તો પ્રાંતની વિશિષ્ટતા શામાં રહી છે એ લોકસેવકો ને લોકનાયકોએ જાણવું જ જોઈએ. એમનાથી પ્રાંતનાં કલા-સાહિત્ય-કવિતા-પ્રણાલિકા અને સામાન્ય સંસ્કાર-ભૂમિકાની લેશ પણ ઉપેક્ષા કે મશ્કરી કરી શકાય જ નહિ.

વિદ્યા અને સંસ્કારની કોઈ પણ ભૂમિકાને ક્રૂર ઉપહાસનો વિષય બનાવી પ્રજાને દોરવાનો દાવો કરનારા ઘણા વખત સુધી ગમે તેટલાં લાંબાં ટોળાં ભેગાં કરે, છેવટે જ્યારે ઓટ આવે ત્યારે પ્રજા ત્યાંની ત્યાં હોય છે—ન એ આગળ વધે, ન પાછળ જુએ.

એટલા માટે અતિ ઉત્સાહી કાર્યકર્તાઓએ પોતાના ઉત્સાહમાં ગુજરાતનો સાંસ્કૃતિક વિકાસ રૂંધાતો નથી એ હમેશાં જોવું રહે છે.

રાષ્ટ્રભાષા પ્રાંતભાષાને ન રૂંધે-રાષ્ટ્રપ્રેમ પ્રાંતવિકાસને ન અવમાને એ સ્થિતિ પ્રત્યે પણ નજર રાખવી રહી.

## રંગભૂમિનું સર્જન

**રંગભૂમિને** ધાર્મિક ગહનતામાંથી ઉત્પન્ન થયેલી કહી શકાય. નિત્યજીવનના સામાન્ય કાર્યક્રમમાંથી માણસ ઘડીભર પોતાની જાતને ઊંચે લાવવા પ્રયત્ન કરે–પ્રાર્થનાદ્વારા, ધાર્મિકવિધિઓદ્વારા, ભજનોદ્વારા–અને એ રીતે પોતાને, પોતાના પાડોશીઓને, જીવંત સૃષ્ટિને, નવા દૃષ્ટિબિંદુથી જોવાનો પ્રયત્ન કરે, એમાં રંગભૂમિનું બીજ રહ્યું છે એમ કહી શકાય.

સુધારાએ, ઉદ્યોગવાદે, પ્રગતિવાદે, માનવ લાગણીઓ ઉપર અને ભાવનાઓ ઉપર તેમ જ માનવસ્વભાવની મહત્ત્વાકાંક્ષાઓ ઉપર અમુક પ્રકારની મર્યાદાઓ મૂકી છે, અને આ પ્રમાણે નિત્યજીવનના ઘોંઘાટને લીધે અતૃપ્ત રહેલી લાગણીઓની અને ભાવનાઓની જરૂરિયાતોને માનવ સમક્ષ રજુ કરવી એ રંગભૂમિનું એક કર્તવ્ય થઇ પડયું છે.

આ હેતુથી દરેક પ્રકારની સંસ્કૃતિએ ભૂતકાળમાં પોતપોતાને અનુકૂળ આનંદપ્રમોદનો પ્રબંધ કર્યો હતો. ગુપ્ત સમયમાં થતા 'સમાજ'ની પેઠે, જનતાની સમક્ષ કોઈ એવું દૃશ્ય રજુ કરવામાં આવતું કે જે માણસના અંતરની ઊંડામાં ઊંડે બેઠેલી વૃત્તિ માટે જરૂરી હોય, અને છતાં જે કોઈ કારણથી વ્યક્ત થતું ન હોય અથવા જેનું અસ્તિત્વ ભાન પુર્વકના પ્રયત્નથી અણુજાણુ હોય. જેટલું માણસનું અનુભવનું વૈવિધ્ય તેટલું જ વૈવિધ્ય આ આનંદદર્શનમાં પણ હોય. શીંગલાં ઘેટાં ને કુક્કુટની લડાઇથી માંડીને સુંદરમાં સુંદર રંગમંડપની

આયોજના સુધી એનું કાર્યક્ષેત્ર હોય; ભવાઈઓથી માંડીને મૌનની ગહનતમ વાણી સુધી એ ફેલાયલું હોય; મદારી, ભાંડ, ભવૈયા, બહુરૂપી ને બહુચરાજીના ભક્તોથી માંડીને કાલીદાસ ને ભવભૂતિની સર્વોત્તમ કૃતિઓ સુધી એની ભૂમિકા હોય.

જીવનસંગ્રામ જેમ જેમ સંકુલ થતો ગયો અને રંગભૂમિઓનું સંચાલન વ્યાપારી ક્ષેત્રનું એક આકર્ષણ થઈ પડયું તેમ તેમ, ભાવનાઓ અને વિચારો કરતાં સ્થુલ લાગણીઓના પ્રદર્શનને લીધે થતી પૈસાબારીની ભીડ વધુ ને વધુ મહત્ત્વ મેળવતી ગઈ. આ ભીડને લીધે રશિયાના સર્જકોએ પોતાનો નવો જ ચીલો પાડયો ને નવી રંગભૂમિ રચના કરી. આપણે ત્યાં પણ નવી રંગભૂમિ સરજાવ્યા વિના બીજો કોઈ રસ્તો નથી. પણ નવી રંગભૂમિ સરજાવવી એટલે, અધુરા અભ્યાસને પરિણામે, ઘણા માનવાને દોરાય છે તેમ, માત્ર કાચી રચનાઓ, જેમને સમજ્યા વિના જ સાહિત્ય કૃતિઓ માનવામાં આવે છે, તેવી સાહિત્યકૃતિઓ રજુ કર્યા કરવી એવો અર્થ નથી. આ અભિપ્રાયને પુર્વગ્રહથી દૂષિત ગણવા કોઈ કોઈ પ્રેરાય તો તેમની ખાત્રી માટે અત્યારની નુતન રંગભુમિના સર્જક માઇકેલ ચેખોવની વિચારસૃષ્ટિ સમજવી ઠીક પડશે; એકલી બુદ્ધિ પ્રેરણા વિના પાંગળી છે. જ્યારે માત્ર લાગણી મારફત માનવહૃદયના ઊંડાણને પહોંચવાનો પ્રયત્ન પુરતો નથી. લાગણી વિચારમાં અને વિચાર ભાવના કે આદર્શમાં સુંદર રીતે ગુંથાઇ જવાં જોઈ એ. બુદ્ધિની બે પાળોની વચ્ચે વહેતી લાગણી એટલે કલાસર્જન એમ કાંઇક કહી શકાય. આપણે પણ સાહિત્યકૃતિઓને એવી કસોટી ઉપર કસીને રજૂ કરવી જોઈએ.

ઉદાહરણ તરીકે એક આધુનિક પ્રશ્ન લઈએ. ગ્રામજીવનને અને ગામડાંઓને નવેસરથી રચવાં હોય તો જેટલો ભાર ચરખા ઉપર મૂકવામાં આવે છે એનાથી લેશ પણ ઓછો ભાર રંગભૂમિસર્જન ઉપર મૂકવામાં આવશે તો ગામડાંઓ નહિ જ સરજાય. આનંદવિનોદદ્વારા માનવ હૃદયમાં રહેલી કલુષિત વૃત્તિઓને જડમુળથી ઉખેડી

નાખવી અને આવી વૃત્તિઓને રંગભૂમિદ્વારા હમેશાં થોડી થોડી મૂર્છા આપતાં આપતાં–એક વખત એવો આવે કે જ્યારે નીતિ અને સત્ય શોધવાં ન પડે, પણ અનીતિ અને અસત્ય શોધવાં પડે એવી સમાજની સ્થિતિ થઈ જાય. આ વાત કાલ્પનિક લાગે છે ખરી, પણ દુનિયામાં સઘળી જ મહાપરિવર્ત્તનની ક્રિયાઓ કાલ્પિનક હોય છે; માત્ર દગલબાજી ને ધાંધલ કાલ્પનિક નથી હોતાં. શાંત પરિવર્ત્તનની હરેક ક્રિયાનો પાયો પ્રથમ કલ્પના પર જ નિર્ભર હોય છે.

જીવનની સઘળી સુંદરતાને જાગૃત કરવા માટે, હરેકે હરેક ક્રિયા તાલબધ્ધ અને મહાક્રિયાની સાથે મેળ લેતી હોવી જોઇએ. ઉદાહરણ તરીકે, આપણા રાષ્ટ્રઘડતરની મહાક્રિયા અત્યારે ચાલી રહી છે. આપણાં સંગીત, સાહિત્ય, નાટક, સીનેમા, રંગભૂમિ, વ્યાયામ, સ્વદેશીપ્રદર્શન, શિક્ષણ, કેળવણી, સમાજરચના, એ સઘળાં જ અંગોની એ મહાક્રિયાની સાથે તાલબદ્ધતા જોઈએ. વ્યક્તિત્વ ગુમાવ્યા વિના સમષ્ટિમાં સહકારી બનવું એ જેમ જીવનની કલા છે, એ પ્રમાણે પ્રાંતીય અસ્મિતા ગુમાવ્યા વિના, કે દરેક વિષયને પોતાના યોગ્ય સ્થાનથી ભ્રષ્ટ કર્યા વિના, તેનો રાષ્ટ્રઘડતરમાં મેળ મેળવી લેવો, એ ઘણા ઊંચા પ્રકારની સંસ્કારિતા અને વિશાળ સહાનુભુતિ માગી લે છે: સામાન્ય રીતે જ્યારે મંથનકાળ ચાલતો હોય છે ત્યારે માણસની દૃષ્ટિ સંકુચિત બને છે. તેના તાત્કાલિક યુદ્ધભુમિના પ્રેમને ઘણી વસ્તુઓ અસ્થાને અને અયોગ્ય લાગે છે. જ્યારે રાષ્ટ્રો યુદ્ધ કરતાં હોય ત્યારે એકાદ પાણિનિ વ્યાકરણ લખે એને અપંડિતો અને અર્ધદગ્ધો રાષ્ટ્રદ્રોહ ગણે છે; ખરી રીતે એ રાષ્ટ્રપ્રેમ છે, અને ઊંચા પ્રકારનો સંયમધર્મ છે. જો એનામાં કોઈ તાકાત ન હોત ને એ બ્રાહ્મણ બેઠો રહ્યો હોત તો એ ભયંકર વિદ્રોહી ગણાત ખરો.

આપણે ત્યાં મંથનકાળ ચાલે છે, એટલે જ જરૂરી છે કે અભ્યાસ, કેળવણી અને સંસ્કારનાં બીજ પોષે તેવા હરેક પ્રયત્નને મેળબદ્ધ રીતે થવા દેવો.

ગુજરાતીઓ સંસ્કારે ને શિક્ષણે વ્યાપારી પ્રજા છે. એ પ્રજામાં જેમ કેટલાક દોષો છે. તેમ કેટલાક ગુણો પણ છે. પ્રસંગે એક લાખ ખર્ચી નાખનારો ગુજરાતી પ્રસંગ વિના એક જંઈ પણ ન ખર્ચે. ગુજરાત વ્યાપારમાં આગળ વધ્યું તો સંસ્કારમાં નબળું રહ્યું. આ જમે ઉધારની બાજુ બરોબર મેળવી દેવાનો પ્રયત્ન જો થાય તો હિંદના કોઈપણ પ્રાંતના કરતાં ગુજરાતનો કુકુટધ્વજ વધારે ઊંચો હોય.

એટલા માટે પહેલાં તો નાટક લખીને પ્રત્યેક મંડળ નાટકો ભજવે એવી અધકચરી શરૂઆતને બદલે રંગભૂમિની જ એક મહા સંસ્થા ઊભી કરવી ઘટે.

પ્રાચીન અર્વાચીન શાસ્ત્રીય અભ્યાસ કરી, અવાજ, વાચા લય, અને અભિનયદ્વારા માનવમાં સૂતેલી સઘળી લાગણીઓને જગાડવાનું બળ જેમણે મેળવ્યું હોય એવા થોડા, અભ્યાસી, શાસ્ત્રની તાલીમવાલા, સંસ્કારી નટ–નટીઓ સરજાવનારી એક 'એકેડેમી' અથવા નાટ્યમંદિર સ્થાપવું. આ નાટ્યમંદિરમાં યોગ્ય વિદ્યાર્થીઓને અને વિદ્યાર્થિનીઓને સુયોગ્ય શિક્ષકો દ્વારા તાલીમ આપી નાટકને ભજવવા માટે તૈયાર કરવાં. આવી રીતે સતત અભ્યાસદ્વારા, જન્મસિદ્ધ શક્તિઓનો વિકાસ કરનાર તરૂણોની ઉપાસના સિવાય, બીજી કોઇ પણ રીતે રંગભૂમિનો ઉદ્ધાર શક્ય નથી.

આ 'સ્કુલ' નો અભ્યાસક્રમ, એનું પુસ્તકાલય, એનું રંગભૂમિ સીનેમાની ચર્ચા કરતું માસિક, એનું યોગ્ય શિક્ષકવૃંદ, એની તાલીમી મંડપભૂમિ, એ સઘળાંની એવી રીતે રચના કરવી કે સમસ્ત ગુજરાત કોઈ પણ જાતના ભેદભાવ વિના એનો લાભ લઈ શકે અને ગુજરાતનું પોતાનું જે જૂનું ધન છે, લોકસંગીત, સમુહનૃત્ય, ગરબા, ગરબીઓ, વગેરે–એ સઘળાં પણ આંહીં અભ્યાસીઓ દ્વારા વધુ સંસ્કારી બને.

નાટ્યમંદિરમાં આવી રીતે તૈયાર થયેલું શિષ્યવૃંદ આખા ગુજરાતની જુદી જુદી રંગભૂમિઓને નટો પૂરા પાડે. અમદાવાદ, મુંબઈ, સુરત, ભરૂચ, મદ્રાસ, રંગુન, વડોદરા, ઝરીઆ, કરાંચી વગેરે

મુખ્ય મુખ્ય ગુજરાતી થાણાઓમાં એક એક કામચલાઉ રંગભૂમિ થાય, અને તે દરેક સ્થળ આ કેન્દ્રસ્થાનેથી નટો મેળવી પોતપોતાની રંગભૂમિનો કાર્યક્રમ આગળ ધપાવે.

પરપ્રાંતીય રંગભૂમિને મુકાબલે, ખાસ કરીને બંગાળાને મુકાબલે, ગુજરાતી રંગભૂમિ નીચી પંક્તિની લાગે છે. તેનું મુખ્ય કારણ તાલીમની ખામીમાં રહ્યું છે. અવાજ, શબ્દ, લય કે અભિનયની કેળવણી વિના, કેવળ હાથ પગનાં લટકાંથી નટ થવું એ ઘણું જ શરમભરેલું મનાવું જોઈએ. ગુજરાતીઓની ઘણી મોટી વસ્તી-ખાસ કરીને વાણિયા, બ્રહ્મક્ષત્રિય પાટીદાર વગેરે સંસ્કારી ગણાતી કોમોમાં તો હજી શુદ્ધ શબ્દોચ્ચારણ પણ શીખવવું પડે તેમ છે. અલબત્ત આ ખામી કેળવણીને લીધે જ છે. પણ રંગભૂમિ પર ઉતરેલા નટે પોતાની હરેક ક્રિયા પર કેવો કાબુ મેળવવો જોઈએ, તેનું ઉદાહરણ ઈગ્લેંડ જઈ આવેલ એક મિત્રના વાર્તાલાપમાંથી આપવું યોગ્ય ધારૂં છું. શેકસપીયર જેવા મહાકવિની કૃતિમાં અમુક જગ્યાએ અમુક શબ્દ કયા અર્થમાં છે એ જાણવા માટે વિદ્વાનો ને પંડિતો, રંગભુમિમાં જઈ, વિખ્યાત નટોના શબ્દોના ઉચ્ચારણોનો અને અભિનયનો અભ્યાસ કરવો આવશ્યક માને છે.

'ચેખોવ થીયેટર સ્ટુડિયો'ના પરિપત્રમાં દાખલ થવા ઇચ્છનાર ઉમેદવાર માટે અભ્યાસક્રમ આપેલો છે, તેમાં નીચેની હકીકતો તો આપણા એક જ રાગડે હાઈસ્કુલોમાં ગદ્ધાવૈતરું કરતા શિક્ષકોને પણ ઉપયોગી થઈ પડે તેવી છે.

'કરૂણરસનો એક ગદ્ય ફકરો અને હાસ્યરસનો એક ગદ્ય ફકરો **બોલવાની** ઉમેદવારની તૈયારી હોવી જોઈએ'

આવી પરીક્ષા તો આંહી કોઈ લેતું નથી એટલું સારું છે, બાકી ગુજરાતના રંક સાહિત્યમાં કયા કરૂણારસના ને કયા હાસ્ય-રસના ફકરા છે એની જ ઘણાને ખબર નહિ હોય.

કોઈ કોઈ વખત હાઈસ્કુલોમાં નાટય પ્રયોગો થાય છે ખરા,

પણ એ જ બતાવે છે, કે આ બાબતમાં કેટલી દષ્ટિવિહીનતા—શિક્ષકવર્ગમાં પણ ઘર કરી રહી છે.

એટલે આવી સઘળે ફેલાયલી ગરીબી—ખાસ કરીને વિચારની ગરીબી–' Poverty of thoughts ' એનો ઉદ્ધાર કરવો હોય તો, ગુજરાતને આંગણે એક કેન્દ્રસ્થ અભ્યાસસંસ્થા સ્થાપવી જોઇએ. શિક્ષણ એકડે એકથી શરૂ થાય–અને હિંદના બીજા પ્રાંતના, રશિયન થીએટરના, જર્મન થીએટરના, આપણી ભવાઇના, ભરતમુનિના. સઘળાં જ સાધનોમાંથી એક નવી જ રચના થાય એ ધ્યેય રાખવું જોઈએ. ગુજરાતની રંગભુમિનો અત્યારનો ઉદ્ધારક કાર્યક્રમ છે, તેમાં અભ્યાસની ઊણપ, સાધનોની નિર્બળતા, અને શિક્ષણ સંસ્કારની જે ખામી હશે, તે આવા પ્રયત્નથી ઊડી જશે, તો ભવિષ્યમાં એક સબળ સંસ્થા દ્વારા ગુજરાતની અનેક રંગભૂમિઓને પોષી શકાશે. જોવાનું આટલું જ છે; ગુજરાતીઓને બહુ નાનાં સ્વપ્નાંથી સંતોષ થઈ આવે છે. બહુ નાની સિદ્ધિઓથી રાચવાની એમને ટેવ છે. એક ઉગ્ર અસંતોષ–અત્યારની પરિસ્થિતિ માટે, અને એને માટે બખાળા કર્યાં વિના, શાંત તપોભૂમિ સરજવાની તરૂણોની તૈયારી, અહમહમિકાનો મૂળથી ઉચ્છેદ અને સો ટચનું સોનું ન થાય ત્યાં સુધી વસ્તુને પરિપક્વ થવા દેવાની શાંત ધીરજ–આટલું જો થોડાક તરૂણો કેળવી લેશે, તો તેઓ નવું ગુજરાત રચી શકશે. અને આમાંથી એક પણ વસ્તુની ખામી હશે તો કાંઈ જ નહિ થાય.

વૃંદવાદનમાં જેમ દરેક વાજીંત્ર પોત–પોતાનું માધુર્ય દાખવીને, છેવટે તો, સર્વસાધારણ ગાનમાં પોતાના સ્વરને ભેળવી દે છે, તેમ આ રંગભૂમિ સર્જનમાં પણ સૌ પોતપોતાની યથેચ્છ કાર્યપ્રણાલિકા આપતાં છતાં, એક કેન્દ્રમાં ભળી જઈને, ગુજરાતવ્યાપી નવી રંગભૂમિ સરજાશે, એ મહદ્ સ્વપ્નમાં પોતાના વિચારો વહેતા મૂકે.

રંગભૂમિ એ પણ વિશિષ્ટ રીતે માનવને વધારે માનવ બનાવવાનો એક પ્રયત્ન છે. ખરી રીતે પૂછો તો સંગીતકારો, લેખકો

વાજિંત્રકારો, નટો, નટીઓ, દર્શકો, જોનારાઓ, એ સઘળાઓ જાણે ભેગા મળીને જીવનના એકાદ પ્રશ્નનું માનસિક પૃથક્કરણ કરી કાંઈક નવી જ સમાજરચના કરવાની પ્રાથમિક તૈયારી કરે છે. અલબત્ત આ તૈયારી અત્યંત શાંત, ધીમી, સંસ્કારી, દૃઢ અને માનસિક ફેરફારો પર અવલંબેલી હોઈ, એકદમ દેખાઇ આવે એટલો ફેરફાર એકદમ દેખાડી શકતી નથી. પણ માનવ દેખાડે એટલું કરે છે કે ખરી રીતે તો એ નથી દેખાડતો તે જ કરે છે? અને જો આ પ્રમાણે રંગભૂમિ એ પણ પ્રજાને સંસ્કારી બનાવવાનો પ્રયત્ન છે, તો કોઈ પણ શહેરની મ્યુનિસિપાલિટી રંગભૂમિના સર્જનમાં સક્રિય ફાળો લીધા વિના પોતાને સંસ્કારી ગણી શકે ખરી? સંસ્કારી શું, પોતાને સુધરેલી પણ કહી શકે ખરી? અને આપણા ગુજરાતમાં આવી દૃષ્ટિવાન સુધરાઈ સંસ્થાઓ કેટલી?

પણ કાલ કાલનું કામ કરે છે. આજે સૌને લાગ્યું છે કે સ્વાતંત્ર્યનો આધાર સામર્થ્ય ઉપર અને સામર્થ્યનો આધાર સંસ્કારિતા ઉપર છે. એટલે રંગભૂમિ જેવા જનવ્યાપી પ્રયાસો કર્યે જ છૂટકો છે.

## નવલિકા

**દુનિયાના** જન્મની સાથે મારો જન્મ; એના મૃત્યુની સાથે મારું મૃત્યુ. જ્ઞાની અજ્ઞાની અર્ધજ્ઞાની કોઇને મારા વિના ચાલ્યું નથી; કોઇને મારા વિના ચાલશે પણ નહિ. ઉપનિષદકારથી માંડીને ભાગવતકાર સુધી અને ભાગવતકારથી માંડીને સામળ ને નર્મદ સુધી સઘળાએ મને એક કે બીજા રૂપે આરાધી છે. કોઇએ મને કથા રૂપે વર્ણવી. કોઇએ ઉપકથા ગણી. કોઈએ આડકથા માની. કોઇએ મને દૃષ્ટાંત રૂપે ઠરાવી. પણ એક કે બીજે રૂપે મોટા તત્ત્વજ્ઞાનીથી માંડીને અણઘડમાં અણઘડ બૈરાં સુધી સઘળાંએ મારી ચરણરજ સ્વીકારી છે. જેણે મને તિરસ્કારી હોય એવો કોઇપણ માણસ હજી સુધી મારા ધ્યાનમાં આવ્યો નથી. હા, એક વર્ગ છે. નિષ્ક્રિય અને નિષ્ફળ પંડિતોનો. એ મને એટલા માટે ધિક્કારે છે કે, એમને હું હમેશાં હાથતાળી દઇને નાસી જનારી સ્વૈરવિહારિણી છું. જે દુનિયા સાથે તન્મય હોય, જે એની સાથે હસે, રડે, શ્વાસ લ્યે અને છતાં જેનામાં પોતાનો અનોખો પ્રાણ પણ હોય, એને ત્યાં હું આભૂષણ ભરિત ચિરયૌવના રૂપે વસું છું. જે મને પોતાના કૃત્રિમ પ્રાણથી પોષે એને ત્યાં હું આવતી જતી વિયોગી પ્રૌઢા બનીને બે ઘડી બેસી આવું છું; પણ મને અત્યંત પ્રિય તો એ છે, જેને મારી પેઠે જ, વિશ્વક્રમમાંથી પરિમલ લેવાની શક્તિ હોય, જેને મારી પેઠે જ

ત્રિકાલાબાધિત ચૈતન્યનો કાંઇક પણ પરિચય હોય. મને બરાબર યાદ છે કે એવો મારો કોઇ ભક્ત, એકાંત રાત્રિમાં ને મૂક તારાઓના સાન્નિધ્યમાં, જ્યારે મને શણગારવા બોલાવે છે, ત્યારે મારા નુપૂરઝંકારથી એનું ધ્યાન ભંગ ન થાય એની સંભાળ રાખતી હું, એક તરફ, શિયાળાની ઠંડી શીતળરાત્રિની પેઠે સોડિયું વાળીને ઊભી રહું છું. મારો કોઇ ભક્ત રશિયામાં હોય, કોઇ બંગાળમાં હોય, કોઇ ઇંગ્લાંડમાં હોય, કોઇ ફ્રાન્સ કે ઇટાલીમાં હોય: પણ એ જે આભૂષણો મને ધરાવે છે તે વિવિધરંગી ને વિવિધનામી છતાં સત્વમાં એક સરખાં જ હોય છે.

અને મને પણ કેવા કેવા અનુભવ અલંકાર સાંપડયા છે?

નવવધૂના ધીમે ઉચ્ચારાતા પ્રેમશબ્દથી માંડીને ભગવાન શંકરના તત્ત્વજ્ઞાન સુધીના સઘળા શબ્દોએ મને શણગારી છે. હું હસી છું. રડી છું. ઉપાલંભ આપ્યો છે. બેવકૂફ બની છું. મૂર્ખો ઠરી છું. વીરત્વથી ગર્જી છું. શૃંગારથી રાચી છું. કરુણારસે આર્દ્ર બની છું. અદ્‌ભૂતતાથી મુગ્ધ થઈ છું. અને છતાં એમાંના કોઇ રસના મહાસાગરનો અવધિ તો હજી મેં પણ જોયો નથી. મને કોઇએ બતાવ્યો નથી. મને શૃંગાર સજાવતાં. કોઇએ, પ્રિયતમની પેઠે ફૂલના પરિમલ જેવા સુગંધીશ્વાસે ચુંબન કરી લજ્જાન્વિત કરી છે, તો કોઇએ પંચદશી જેવા અત્યંત અટપટા તત્ત્વજ્ઞાની સ્પર્શથી, જીવન પછીના જીવનના પડદાઓ બતાવ્યા છે; કોઇએ સંયુક્તાની પાનીને લાગેલ હીનાના રંગે મારા ચરણનખ રંગીને મને રોમાંચક બનાવી છે, તો કોઇએ પોતાના જીવનકલહના કાંકરા વેરીને મને એના ઉપર ચલાવી છે. મને સર્વાંગ શૃંગારભરિત કરનારો તો કયારેક જ આવે છે. પણ એ જયારે આવે છે ત્યારે એનાથી હું મુગ્ધ બનું છું ને એ મારામાં મુગ્ધ બને છે.

મારામાં નવવધૂની શરમ છે. યૌવનાની મસ્તી છે. પ્રૌઢાનો વિવેક છે. ડોશીઓનું ડહાપણ છે. એટલે મને સર્વ વયના, સર્વદેશના ને

સર્વકાલના મનુષ્યો ચાહે છે. લાખ્ખો રૂપિયાનાં હીરારત્નજડિત કંકણ ધારનારી રાજરમણીઓએ મને જોઇને આનંદાશ્રુ સાર્યાં છે, તો કંગાલમાં કંગાલ ઝુંપડીને પણ મેં આશ્વાસન આપ્યું છે. ગજેન્દ્ર-નાયકોએ જેમને જોઇને માનથી મસ્તક નમાવ્યાં, એવા રાજપુત્રોએ મને સાંભળીને, નમ્રતાથી ભગવાં પહેર્યાં છે, તો લંપટમાં લંપટ પુરુષોએ મને જોઈને નારી માત્રને જનની ગણવાનું અદ્ભુત પરિવર્ત્તન દેખાડયું છે. પણ હું પોતે કાંઇ નથી—જે મને ધારે, એનામાં જે હોય, તે મારામાં આવે છે. ભગવાન તથાગત મને બોલાવે, હું એમની પાસે જાઉં, અને એ કોણ જાણે કેવો સ્પર્શ મને કરે કે, આખી દુનિયાનું દિલ ડોલાવનારું સામર્થ્ય મારામાંથી પ્રગટે: કોઇ ભગવાન ક્રાઇસ્ટ જેવો મને ઇશારત કરે, અને મારા નામે જનતાનું પથ્થરહૃદય પીગળીને પાણી થઈ જાય; એકાદ ચેકોફ, ગોર્કી કે ટોલ્સટોય મને અડે—અને જુવાનોને માટે જુગજુગાંતરનો જાણે હું દીપક બની જાઉં. ટાગોર શણગારે—અને મારો દેહ કવિતા રૂપે સઘળાના હૃદયમાં ઘર કરી બેસે; શરદ્‌બાબુ, બાલ્ઝાક, ઓ' હેન્રી મોપાસાં કે પો બોલાવે અને હું અમેરિકા ફ્રાન્સ અને હિંદના ઘર ઘરમાં, ઘરની રાણી થઇને વિચરું એવી સશક્ત બની જાઉં.

પણ આજે તમારે ત્યાં તો ચૌલુક્યોના સિંહાસનની પાસે પેલા કવિ કીર્તિકૌમુદીકાર સોમેશ્વરે—પાટણનું જે વર્ણન કર્યું હતું, એવી દશા મારી થઈ છે. આચાર્ય હેમચંદ્રે કથેલું એવું વસ્ત્ર કે જે બે વર્ષ વણેલું હોય પણ જેને કોઇ રાજરમણી પોતાના અંગથી દૂર જ ન કરી શકે એવું અણમોલવસ્ત્ર ધરાવવાને બદલે, પોતાના વાવરીયા કકડા લઇને આજે સૌ મારી પાસે દોડી આવે છે. હું તે એવાં કેટલાંક ચીંદરડાં પહેરું ને કેટલાંક ફેંકી દઉં ?

વસ્તુપાલ તેજપાલના જમાનાના જેવો, એવો કો ધીર શિલ્પી નહિ થાય—કે જે મારા અંગઅંગને એવા અનુપમ શણગાર સજાવે કે દેશવિદેશમાં વિચરતાં પણ જેનું તેજ ઝાંખું ન પડે ? કે સત્વહીણું ન થાય ?

મને જો વાહન તરીકે વાપરવી જ હોય તો મારો એ ઉપયોગ કરનારને બે શબ્દો હું કહી શકું ?

—મારી પાસે જો આટલું જ કહેવરાવવું હોય કે ત્રણ હતા મિત્રો, ફરવા નીકળ્યા, વિકટોરીઆ બાગમાં બેઠા, માંડવી ફોલી ખાધી ને ઘેર આવ્યા—મારી પાસે તમારે જો આટલું જ કહેવરાવવું હોય તો--મને મુક્ત કરશો ? એને માટે તમને બીજી અનેક દાસીઓ મળી રહેશે.

—અથવા તો ' હેંડ રે પહલી જઈ મારે વાડે, ઉગતે દા'ડે ' આટલો જ સર્વસાર, મારા દેહને નિચોવી નિચોવીને ખેંચવાનો હોય તો, તમારા જડબંધનમાંથી મને છૂટી કરશો ?

—મને તમે મુક્ત કરો કે ન કરો—મારે માટે એ કાંઇ બહુ મહત્ત્વનો પ્રશ્ન નથી.

જ્યારે મારો કૃશદેહ તમારો ચિરંતન સાથ કરશે ત્યારે તમે જ પોકારશો, કે ' માવડી ! આંહીંથી જા આંહીંથી જા,—તને જાળવવા કરતાં, હું પસ્તી વેચીશ કાં પસ્તીમાંથી પૈસા પેદા કરીશ, પણ તું આંહીંથી જા.'

—એ દશામાંથી તમારે ઉગરી જવું હોય તો આટલું સમજી લ્યો. હું સાહિત્યકૃતિ તરીકે અત્યંત નાજુક છું. જે સ્થાન ફૂલની સૃષ્ટિમાં જૂઈનું છે એ જ સ્થાન સાહિત્ય સૃષ્ટિમાં મારું છે. મારો પરિમલ હવામાંથી લેવા જેવો છે. મારે મારું રૂપ છેઃ અનોખું અને અદ્‌ભુત. તેમ જ મારે મારી પોતાની હવા છેઃ એ હવાની સાથે જો તમારી માનસઋતુનો મેળ મળે, ને તમે મને બોલાવો, તો તો હું સ્વર્ગીય સુરોનો રણત્કાર તમને દેખાડું. પણ હું નાજુક છું એમ ધારીને હરકોઈ છોકરું મને અડપલું કરી જાય તો એ બિચારો ભલે એના મનમાં ખાંડ ખાય કે એણે મને બોલાવી લીધી. મારો જન્મ મારા મૃત્યુ સાથે જ સંકળાયલ છે. હું જન્મું છું ને જો મારો જન્મ હવામાંથી પ્રાણ લેતો નથી તો હું તરત જ મરણ પામું છું, મને

એ જ જીવાડી શકે, જન્માવી શકે, પ્રગટાવી શકે ને ફેલાવી શકે જે મારા જન્મમરણનું રહસ્ય સમજે.

હું તો નવલિકા. સાહિત્યઉદ્યાનનું અનુપમ પુષ્પ. મને તમે વિવેચન કરીને પણ પૂરી પિછાની શકશો નહિ. વાંચીને પણ બરાબર સમજી શકો નહિ. સમજીને પણ સારી રીતે જાણી ન શકો. હું તો કોઈ મહાનશિલ્પીની અમરકૃતિ જેવી. મારો પરિચય મેળવવાને સમયનો, સ્થળનો અને ઋતુનો રંગ જામવો જોઈએ. કોઈ કવિતાની માત્ર એ જ પંક્તિ તમને ધરમૂળથી હલાવી નાખે–ને બીજી આખી કવિતા એમ ને એમ પડી રહે–એવી સૂક્ષ્મ મારી રીતિ. હું તમને હલાવી દઉં–તો માત્ર એ જ શબ્દોમાં: અને નહિતર મારા હજારે હજાર શબ્દ અક્ષર જેવા જડ જ બની રહે.

—એટલે જ હું કહું છું, મારો પરિચય સાધવા માટે કોઇક વખત આકાશની એકાદ રસળતી રંગીન વાદળી નિરખો: કોઈ સુરીલા ગળાની અશાસ્ત્રીય સ્વચ્છંદી મીઠાશ કયારેક માણો: કોઈ શિલ્પીની મહાકૃતિના એકાદ અંગભંગમાંથી પળે પળે નવા નવા જાગતા અર્થ શોધો: કોઈ વનવાટિકામાં નિરાંતે પડયા પડયા અભાનપણે પોતાનો કંઠ છેડતા નાનકડા ગિરિકોકિલના સ્વરથી અંતરને ભરો–અને હું શું છું એ તમને સમજાશે. વિવેચનમાં હું નહિ મળું. શાસ્ત્રમાં નહિ મળું. અભ્યાસમાં નહિ મળું. હું કુદરતમાં છું. ને તમારામાં છું.

## જીવનચક્ર

**સત્યશોધનથી** બીજે દરજ્જે માનવને નિત્ય વિકાસ પ્રત્યે અભિમુખ રાખનાર કોઇ આદર્શ, વ્યવહારમાં પ્રથિત થયો હોય તો તે પ્રેમનો છે. પ્રેમ શબ્દની વ્યંજના અતિવ્યાપક છે એ ખરું, પણ એનો લક્ષિતાર્થ વ્યવહારમાં તો સ્ત્રી પુરુષના માનસ વ્યાપારને અંગે જ ખાસ કરીને થાય છે. પ્રેમ બોલતાંની સાથે જ સ્ત્રી પુરુષનો માનસ વ્યાપાર એ અર્થ સાધારણ રીતે સમજાય છે. શબ્દને પોતાના વાચ્યાર્થ લક્ષિતાર્થ ધ્વન્યાર્થ હોય છે — તેમ એક ચોથો અર્થ પણ એને આપવો ઘટે છે. મીરાંબાઈ જેવી કોઇ આજન્મ સંસ્કારી વ્યક્તિ, પોતાના અનુભવને વ્યક્ત કરવાની જરૂરિયાત જુએ, અને એ અનુભવ વ્યક્ત કરે, ત્યારે એ શબ્દમાં એ ત્રણે અર્થથી પર એવો એક ચોથો 'અર્થ' રહેલ હોય છે. અને તે કેવળ એટલા જ અનુભવવાળા, સંસ્કારીજનને ગમ્ય થાય છે, બીજાને નહિ. મીરાંબાઈ જ્યારે એમ બોલે કે,

'સબસેં ઊંચી પ્રેમ સગાઈ'

ત્યારે ત્યાં પ્રેમ શબ્દ એના અતિ વ્યાપક સંપૂર્ણ અર્થમાં લેવાનો છે. ત્યાં પ્રેમ શબ્દ ચિરંતન વિશ્વવ્યાપી એવા કોઇ આધ્યાત્મિક 'સામર્થ્ય' માટે વપરાયલો શબ્દ છે. હેમચંદ્રે પોતાના યોગશાસ્ત્રમાં, યોગશાસ્ત્ર લખવાની પોતાની લાયકાત માટે અભ્યાસ, શાસ્ત્રપઠન, ગુરુપરંપરા એ સાથે 'અનુભવ' પણ મૂકેલ છે.

પરંતુ આપણે સામાન્ય અર્થમાં જેને પ્રેમ કહીએ છીએ એ સંસારી પ્રેમ એ પણ ખરી રીતે સત્યની પેઠે જીવનઘડતર માટેનો એક અત્યંત જરૂરી અને અનિવાર્ય પ્રયોગ છે. એના વિના જીવનચક્રનું સાતત્ય ન હોય. એમાં પણ શાસ્ત્રપઠન, પરંપરા, અનુભવ સઘળાંની જરૂરિયાત છે. લગ્ન અને પ્રેમ ખરી રીતે તો એક બીજાના પર્યાય તરીકે વપરાવાં જોઇએ. માનવજાત જ્યારે સંસ્કારિતાનું ઊંચામાંઊંચું ધ્યેય સિદ્ધ કરશે ત્યારે લગ્ન એ પ્રેમ હશે, અને પ્રેમ એ લગ્ન હશે. જ્યાં એક નહિ, ત્યાં બીજું પણ નહિ હોય. અત્યારે તો લગ્ન સિવાયનાં બીજાં તમામ કામ માટે માણસ પોતાની પ્રાથમિક તૈયારી કરે છે. એક લગ્ન માટે કોઇને જીવનની કોઇ તૈયારી જરૂરી જણાતી નથી.

આ માનસિક ભૂમિકાનો વ્યવહારની દૃષ્ટિએ વિચાર કરતાં આપણને ત્રણ વસ્તુઓ મળી આવશે: (૧) લગ્નમાં અનેક વ્યવહારુ પરિસ્થિતિઓનો વિચાર કરવાનો હોય છે: અને આવેશ પૂર્વક વિચાર કરવાથી એ પરિસ્થિતિઓનું સાચું રહસ્ય મળી શકતું નથી. (૨) પુરુષ અને સ્ત્રી—બન્નેનાં જીવન એટલાં ચંચળ બન્યાં છે કે જરાક અસંતોષ એમને ઉગ્ર બનાવે છે, કાં ખિન્ન બનાવે છે. (૩) પ્રેમને—વૃક્ષની પેઠે ઉછેરવાનો છે, અને એને પણ જન્મ વિકાસ ને મરણ હોય છે, એમ માનવાને બદલે, તરુણાવસ્થાની પ્રથમની બીનઅનુભવી, બોલવા માટે જ બોલાયલી, એવી વાણીને સૌ 'પ્રેમ' માને છે; ખરી રીતે એ પ્રેમ નથી. એ તો જીવનમાં પ્રેમની જે કાંઇ શક્યતા છે, તેની શોધ કરવા માટેની એ પૂર્વગાથા છે. એ તો કેવળ તૈયારી માટેનો પૂર્વ પ્રસંગ છે.

આ પૂર્વપ્રસંગને સંપૂર્ણરીતે સમજ્યા વિના એને પ્રેમ માનવામાં આવે તો આજે સંસ્કારી ગણાતાં યુગલો પ્રેમલગ્ન કરીને પછી પાછાં બીજાં પ્રેમલગ્નમાં પડે છે એવી સ્થિતિ ઉત્પન્ન થવાનો ભય રહે છે.

આપણી પાસે લગ્નની ત્રણ જુદી જુદી પરિસ્થિતિઓ રજુ

થાય છે. અને એ ત્રણે વિષે વિચાર કરવાની જરૂરિયાત ઊભી થઇ છે. પહેલી સ્થિતિઃ જ્યાં બાળલગ્ન થયેલ હોય છે ત્યાં તરુણ પોતાના પ્રથમલગ્નથી ગમે તે કારણે ન સંતોષાતાં બીજું લગ્ન કરવાની જરૂરિયાત જૂએ છે. બીજી સ્થિતિઃ એક લગ્ન થયા પછી ને વર્ષો સુધી સુખી જીવન ગાળ્યા પછી, બીજી વધારે સુંદર ને બુદ્ધિમતી સ્ત્રીનો પ્રસંગ પડતાં પુરુષ બીજું લગ્ન કરવા લલચાય છે. ત્રીજી પરિસ્થિતિઃ એવાં પણ લગ્ન થાય છે કે જેમાં પુરુષને બે સ્ત્રીની જરૂરિયાત લાગે છેઃ એક ગૃહિણી તરીકે રહેવા માટે. બીજી સ્ત્રી થવા માટે.

પહેલી પરિસ્થિતિનો વિચાર કરીએ.

બાળલગ્નની પ્રથા ચાલુ રહે તો આવાં લગ્નો સામાજિક જરૂરિયાત જેવાં બની જાય એ નિઃશંક છે. એટલે આમાં પહેલી જરૂરિયાત બાળલગ્નો અટકાવવાની છે. એ અટકાવવામાં આવે તો આવાં લગ્નો ઘણાં ઓછાં થઈ જાય.

પણ ખરી મુશ્કેલી બીજી પરિસ્થિતિમાં રહી છે. ત્રીજી પરિસ્થિતિ બીજીના નિરાકરણ માટે જ છે.

આ પ્રશ્નને આપણે હાલનો પ્રશ્ન ગણીએ છીએ. ખરી રીતે એ પ્રશ્ન ઘણા જુના વખતનો છે ને તેને ત્રણ દૃષ્ટિબિંદુઓથી જોવો ઘટે છે. જાતીયઃ સામાજિકઃ આર્થિક.

પુરુષ અને સ્ત્રીની શરીરરચના જુદા પ્રકારની છે એ વાતની કોઇથી ના પાડી શકાય તેમ નથી. એટલે કાંઇક શરીરરચનાને લીધે અને કાંઇક આપણા સામાજિક રિવાજોને લીધે, સ્ત્રીનું શરીર શિથિલ બનતાં, પુરુષનો તેના પ્રત્યેનો મોહ ઓછો થાય છે. એમ ન બનવું જોઇએ એ નૈતિક સત્ય છે. એમ બને છે એ વ્યાવહારિક ભયંકર વસ્તુસ્થિતિ છે.

આનો ઉપાય શું? ગાંધીજી તો જે પુરુષ પોતાની પત્ની પ્રત્યે પણ સકામ દૃષ્ટિથી જુએ તેને દોષિત ગણે છે. આ આદર્શ ખોટો નથી. પણ એ અનુભવવાક્ય એમણે સાઠ વર્ષ પછી ઉચ્ચાર્યું છે

એટલો જ વાંધો છે. ત્રીસ ચાલીસ વર્ષની વયનો તો એમનો અનુભવ પણ જુદો છે. એટલે આપણે એ આદર્શ, વ્યવહારુરૂપ શી રીતે લઇ શકે તે જોવાનું તો બાકી જ રહે છે. જાતીયઆકર્ષણને સંયમમાં શી રીતે લાવી શકાય એ પ્રશ્ન સર્જનજૂનો છે. અને એ સંયમમાં ન લાવી શકાય તો ઓછામાં ઓછું આ ગેરવ્યવસ્થા શી રીતે અટકાવી શકાય એ બીજો પ્રશ્ન છે.

આ બાબતમાં સંયમને જેણે ધન માન્યું હોય તેવા મહાપુરુષોનો અનુભવ અને માનસશાસ્ત્રીની ચિકિત્સા એ બન્નેને પ્રમાણરૂપ ગણવાં જોઇએ. સંયમને જેણે ધન માન્યું છે એ લોકો પણ કહે છે કે, નિત્યની અને ઘણીવખત તો પળપળની જાગૃતિ વિના સંયમ શક્ય નથી. અશરીરી વાણી કે દષ્ટિ કે ભાવનાને ગુન્હો માનવામાં આવતો હોય, તો જાતીય ગુન્હાથી મુક્ત, એવાં મનુષ્યોની સંખ્યા લાખોમાં આંગળીને વેઢે ગણી શકાય તેટલી જ મળી આવે. એટલે આ સંયમને પ્રાપ્ત કરનારે એને જીવનમાંથી એક કલા તરીકે શીખવો જોઇએ. આ જીવનકલા સ્ત્રીપુરુષના બન્નેના સહકારથી ને અરસ્પરસની સમજુતીથી જ શક્ય છે. આપણને ક્યાં ખબર નથી, કે વાણીમાં પુરુષ પ્રત્યે ઘૃણા દર્શાવતી ઘણી સ્ત્રીઓને પુરુષ નહિ—પણ પુરુષો—આકર્ષે છે. આવી ચારિત્ર હીનતા હરકોઇ ક્ષેત્રમાં ત્યાજ્ય છે, પણ સામાજિક કાર્યનો આરંભ કરનારામાં તો એ મહાન દૂષણ છે. એટલે મનુષ્યો—શું પુરુષ કે શું સ્ત્રી—પોતાના જાતીયઆકર્ષણને કાં તો કોઇ રૂપાળા ઓઠા નીચે છૂપાવે છે અથવા એનું દમન કરે છે, અને પોતે હેરાન થાય છે. ને એવા દમનને લીધે થતી સ્વભાવની વિચિત્રતા ઘણાંને દુઃખ આપે છે. પોતાને મોટાં માનતાં ઘણાં શ્રીમંત કુટુંબો, જ્યાં છોકરીઓ મોટી ઉમ્મર સુધી પરણતી નથી, અથવા પરણવા માગતા છતાં પરણી શકતી નથી, એમના સ્વભાવની વિચિત્રતાઓ એમના નોકરો ને આયાઓ પાસેથી સાંભળો—તો જાતીયદમન, માનવનો, કેટલો મોટો વિનિપાત કરી શકે છે, એનો ખ્યાલ આવે. બાકી એક જ રસ્તો રહેશે. જાતીયઊર્ધ્વીકરણ. આ રસ્તો આપણી સંસ્કૃતિને અનુકૂળ છે.

બધાંને એ ન ફાવે એ શક્ય છે. પણ એ એક રસ્તો છે. ઘણા વિધૂર પુરુષો ને આજન્મ કુમારિકાઓ અત્યંત પ્રેમાળ–સ્વભાવનાં હોય છે એ એમના જાતીય સ્વભાવનું ઊર્ધ્વીકરણ છે.

પણ પરણિત જીવનમાં જો, સ્ત્રી પુરુષ, સંસ્કારથી એક જ રસ્તા ઉપર હોય તો, જીવનમાં કૃત્રિમ રસિકતા લાવવાના પ્રસંગ ઓછામાં ઓછા ઉપસ્થિત થાય છે. એને માટે પુરુષે, સ્ત્રી પ્રત્યે, તેના શિક્ષણ પ્રત્યે, અને એને પોતાની સાથે લેવા માટે, અમુક પ્રકારનો ત્યાગ શીખવા માટે, પ્રેમ ભરપૂર બનવું જોઇએ; અને સ્ત્રીએ, પુરુષની પરિસ્થિતિ પ્રમાણે પોતાની જાતને ફેરવવાની તૈયારી રાખવી જોઈએ. આમાં કોઇ કોઇની ગુલામી કે સેવા નથી. એ એક પ્રકારની જીવનમાં વ્યવસ્થા લાવવાની સ્થિતિસ્થાપક શક્તિ છે. આજની સ્ત્રી પોતાની એ નૈસર્ગિક સ્થિતિસ્થાપક શક્તિ ગુમાવશે, અને હરેક પ્રશ્નને મગજના જ્ઞાનતંતુ તંગ કરીને જોવાની તુમાખી રાખશે, અથવા તો પુરુષ, ક્ષણિક ચળકાટ ને બુદ્ધિમત્તા માટે, સ્ત્રીની વર્ષોની ઉપાસનાને વિસારી મૂકશે—તો એથી સંસારને, એ લોકો માને છે તેમ કાંઈ મોટો ક્ષોભ લાગી જવાનો નથી, પણ એમનાં જીવન તો નિરર્થક ને હેતુવિહીન બની જવાનાં છે.

આજે જે કેટલાંક ન ઇચ્છવા યોગ્ય લગ્નો થાય છે, તેમાં જાતીયઆકર્ષણ ઉપરાંત નૂતનસ્ત્રીની બુદ્ધિમત્તા ને ચળકાટ પણ આકર્ષણ કરે છે. વળી જમાના સાથે પુરુષ થોડો થોડો આગળ વધતો રહેલ હોય, છે; અને પોતે ખરા અર્થમાં સંસ્કારી હોય કે ન હોય, એ સવાલ જુદો છે, પણ સારી ભાખરી કરી આપે એના કરતાં સારા નરસા શીનેમાની ચર્ચા કરે, એ વસ્તુ એને મન વધારે સંસ્કારી ને વધારે મૂલ્યવાન લાગે છે. સ્ત્રી આર્થિક દૃષ્ટિએ સ્વતંત્ર હોય તો આ પ્રશ્નની કેટલીક વિટંબનાઓ ઓછી થઇ જાય એ ખરું, તેમ જ છૂટાછેડાનો ધારો હોય તો એનું માનસિક દુ:ખ ઓછું થાય એ પણ પણ ખરું; છતાં એ બન્નેમાંથી એકે આ પ્રશ્નનો ખરા અર્થમાં અંતિમ ઉકેલ લાવે છે એમ ન કહી

શકાય. એનો અંતિમ ઉકેલ તો કેવળ સંસ્કારી વાતાવરણમાં જ રહ્યો છે. એ તાત્કાલિક ઉકેલ નહિ હોય એ સાચું, તેમ જ એ ઘણો દીર્ઘ અને બીન અસરકાર થવાનો સંભવ છે એ પણ ખરું, છતાં ઉકેલ તો જ્યારે આવે ત્યારે—કાયદાથી નહિ, પણ સંસ્કારથી આવે, એમાં સમાજની તેમ જ વ્યક્તિની મહત્તા છે. કદાચ એ જ સમાજ મહાન થઈ શકે. જે સમાજને સાધારણ માનવતાના સામાન્ય ધોરણો માટે પણ કાયદાના બંધનમાં જકડવો પડે—એ સમાજ ન કહેવાય, એ તો એક ખીલે બાંધેલ ટોળું ગણાય. ટોળું એ સમાજ નથી. અને સામાન્ય સંસ્કારની ભૂમિકા તૈયાર કરવા માટે જે પરિશ્રમ પડે—એને માટે જે સર્વદેશી અને સર્વાંગીણ પશ્ચાદ્ ભૂમિકા રચવી પડે એ શ્રમમાંથી બચી જવા માટે, તાત્કાલિક કાયદાનાં બંધનો જયાં સમાજ ઉપર નાખવામાં આવે, ત્યાં ભલે એમ તાત્કાલિક રાહત કે ફાયદો મળતાં હોય, છતાં એ એક દિશામાં મેળવેલો લાભ બીજી દિશામાં એટલું જ હીણું માનસ નહિ સરજાવે એમ ખાત્રીથી કહી શકાય નહિ. સામાજિક સુધારણા એ ઘણો અટપટો પ્રશ્ન છે. અત્રે કેવળ એકાદ બે વ્યક્તિઓની અભિરૂચિ પ્રમાણે એનાં વિધિનિષેધ ઘડવાં એ શક્ય હોય તો પણ લાભદાયક નથી. પણ ત્યારે પ્રશ્ન થાય છે કે આનો ઉકેલ શો ? અને એ જ મહા પ્રશ્નની સામે આ પ્રશ્ન છે : આનો ઉકેલ શું આ નથી ?

## ઇતિહાસ, જીવન અને કલ્પના

**ભૂતકાળના** ઇતિહાસમાં કે માનવવંશના અવશેષોમાં ભ્રમણ કરવાની કલા જેને સાધ્ય હોય, તેને એમાંથી બહુમૂલ્ય સમૃદ્ધિ મળે છે. જ્યારે એ કલા સાધ્ય ન હોય એવાને મુકાબલે તદ્દન નિર્માલ્ય એવી થોડીક માહિતી માત્ર એમાંથી મળે છે. આ માહિતી જાતે ભલે ગમે તેટલી ઉપયોગી હોય, છતાં જ્યાં સુધી પોતાની કલ્પનાના વૈભવ વડે, માનવ એને તેજસ્વી બનાવતો નથી, ત્યાં સુધી એમાંથી એ જે ખરું મેળવવાનું છે એ મેળવતો નથી. ઇતિહાસ—સમય પરત્વે, પુરાણ, વૃદ્ધ અને બોખડધજ હશે; પણ પ્રાણ પરત્વે તો એમાં નિત્યયૌવન રહ્યું છે. ઇતિહાસ, એ સિક્કાઓમાં, તામ્રપત્રોમાં, લેખોમાં, કે સમકાલીન સાહિત્યના ઉતારાઓમાં જ રહ્યો નથી: એમાં તો એ રહ્યો છે જ, પણ એ ઉપરાંત એ હરેક માનવીના હૃદયમાં પણ રહ્યો છે. જેની પાસે આ પાછલી સમૃદ્ધિ નથી, એની આગલી સમૃદ્ધિ નકામી થઈ રહે છે. શબ્દકોશ પાસે હોવાથી જેમ કાવ્ય બની શકતું નથી, તેમ કેવળ માહિતીઓના ભંડારમાંથી જીવન સ્ફુરતું નથી. અને જ્યાં સુધી જીવન સ્ફુરતું નથી ત્યાં સુધી ઇતિહાસ એ સમયપત્રક જેવું કે વંશવેલા જેવું નિષ્પ્રાણ ખોખું થઈ રહે છે.

ઇતિહાસ, મનુષ્યને ભૂતકાળના ખંડેરોમાં ફેરવે છે; પણ એ ખંડેરો પ્રદર્શન માટે મૂકેલા અવશેષો નથી. સમય અને સ્થળથી પર એવા કોઈક ઉડ્ડયનમાં લઈ જવા માટે ઇતિહાસનું અસ્તિત્વ છે.

આવું કોઈ ઉડ્ડયન કરવાની જ્યારે માનવમાં શક્તિ નથી હોતી ત્યારે એ માનવ, માનવ તરીકે ગમે તેટલી વર્તમાનકાળની વ્યવહારોપયોગી શક્તિ ધરાતો હોય છતાં, એ પોતાને કોઈક દિશામાં થોડો પણ અપંગ અને અપૂર્ણ ગણે એમાં જ એની બુદ્ધિની કસોટી રહી છે. માણસના વ્યક્તિત્વને વધુ ને વધુ વિશાળ ને ઉદાત્ત બનાવવા માટે ઇતિહાસ જેવું બીજું એક પણ સાહિત્યસાધન નથી. એના કાલ્પનિક સાથમાં જ્યારે મનુષ્ય સંચરે છે ત્યારે એ પોતાને માનવ—માત્ર માનવ—માની શકતો નથી. ભગવાન તથાગત, અશોક, ચંદ્રગુપ્ત, ક્રાઈસ્ટ, શંકર, સોક્રેટીસ, પ્લેટો, એરિસ્ટોટલ, ચંદ્રગુપ્ત વિક્રમાદિત્ય અને કાલિદાસની ઉપર એની નજર પડે છે અને એ પોતાને કોઈક અજર અને અમર જીવનસ્રોતનું બુદ્‌બુદ ગણે છે. જેને સમયની સીમા નથી એવા અનંત આકાશમાં, પોતાના જીવનમાંથી મેળવેલા થોડાક રસાયન વડે સ્વેચ્છાથી વિહરવું, અને પોતાના નાના આત્માને મહાન આત્માઓના તેજથી પ્રકાશિત ને ઝળાંઝળાં થતો જોવો, એ દૃશ્ય જેટલું વિરલ છે એટલું જ અલૌકિક છે. પણ વર્તમાનકાલીન જીવનમાંથી છટકી જવાની આ કેવળ સંગ્રામભીરુતા તો ન હોય ? એવું હોય તો આ કલ્પના, ઇતિહાસ અને જીવન ત્રણે પોતપોતાના જુદાં જુદાં વર્તુલોમાં રાચનારાં સ્વેચ્છાચારી તત્ત્વો હોઇ, એનો વર્તમાનને કાંઇ જ ઉપયોગ નથી. પરંતુ એ પ્રમાણે એ નથી. માનવનું માનસ એ એક એવો અચિંત્ય પદાર્થ છે કે એ આટલામાંથી ને આંહીંથી જ જીવન મેળવશે એમ નિશ્ચયપૂર્વક કહી શકાય નહિ. એ ગમે ત્યાંથી જીવન મેળવે—વિજયનગર કે સોમનાથના ખંડેરોમાંથી કોઈકને આર્યસંસ્કૃતિનાં અનુપમ રહસ્યો જાણવાની પ્રેરણા ઉદ્‌ભવે—અને એને માટે એ મથે—તો વસ્તુ કેવળ ભૂતકાલીન હોવાથી નિરુપયોગી બનતી નથી. એનો ઘણો આધાર તો વ્યક્તિ ઉપર રહે છે. માણસ—છેવટે તો આટલું જ સત્ય સમજે, કે જે એ દેખાય છે એ નહિ પણ, જે એ છે, એ એના જીવનસંગ્રામનો ખરો અર્થ છે, તો આજે કે ભવિષ્યમાં જે કોઇ પણ વ્યવસ્થા આવે એમાં એ જ્ઞાન ઓછું ઉપ-

કારક ન હોય અને આવું જ્ઞાન માનવ કાંઇ નથી, કાંઇ જ નથી, અને છતાં એ કાંઇ જ નથી એમ નથી. એવી પ્રતીતિમાં રહ્યું છે. એ પ્રતીતિ માટે ઇતિહાસ એક સબળ સાધન છે. આવું જ્ઞાન વયોવૃદ્ધ અને છતાં નિત્યયૌવની એવા ઇતિહાસ વિના કોણ આપે? આજે ગર્જી રહેલો માણસ મહાન લાગે, પણ એ જ્યારે ઇતિહાસપરિષદમાં બેસે—ત્યારે એ કેટલો મહાન હતો અને કેટલો નાનો હતો—એ સઘળું મૂલ્યાંકન મળે. ઇતિહાસ, એ લાખ્ખો મનુષ્યોનો જીવનજાહ્નવીને તીરે ભેગો થયેલો મેળો છે. આજનો મનુષ્ય એ મેળામાં ફરવા નીકળેલો શિશુ છે. એમાંથી એ એવું એવું મેળવશે કે જે જીવનભર એની સાથે આવશે. ઇતિહાસને શું કરવો છે—વર્તમાનની જ વાત કરોને—એમ પ્રશ્ન પૂછનારાને કહી શકાય કે તમે પોતે ઇતિહાસ વિના અસ્તિત્વમાં છો ખરા ?

# ઉત્સવો, મનના આરોગ્ય માટે છે

**શરીરની** પેઠે મનને પણ પોતાનું આરોગ્ય છે. એ આરોગ્ય જાળવવા માટે જ ઉત્સવોની યોજના છે, એ વિષેની આજે ભાગ્યે જ કોઈને માહિતી રહી હશે. હરેક સમયે આમ થાય છે, માટે આપણે પણ એ સમયે એ પ્રમાણે કરવું, એવા યાંત્રિક સાતત્યને જાળવવા માટે જ્યારે ઉત્સવો યોજાય છે, ત્યારે એમાં નવીનતા બહુ જ ઓછી જોવા મળે છે: એટલું જ નહિ, એવા ઉત્સવો તો ધીમે ધીમે માનસિક દુર્બળતાને પણ પોષે છે. એટલે હરેક ઉત્સવની વિશિષ્ટતાનો ખ્યાલ રાખવામાં આવે તો જ ઉત્સવને લીધે સંસ્કારસામર્થ્ય મળતું રહે.

ગરબી–ગરબાને નવરાત્રિના તહેવારો સાથે જોડવામાં આવ્યા છે, એમાં જો સમજીએ તો, એક ઊંડા પ્રકારનું રહસ્ય રહ્યું છે. સંસારરચનામાં બે પ્રકારની શક્તિ કામ કરી રહી છે : એક જ્ઞાનની શક્તિ છે, બીજી સૌન્દર્યની શક્તિ છે. કર્મની શક્તિ, એ આ બે શક્તિમાંથી જન્મ લે છે. આને સહજ હળવી ભાષામાં બોલીએ તો એમ કહેવાય કે, હરેક માણસ, એ માણસ તો છે જ, પણ એ ઉપરાંત એ 'આત્મા' પણ છે. એનામાં માણસ તરીકે જે કાંઈ રહ્યું છે, એના ઉપર એનો આત્મા રાજ ચલાવવા માટે હમેશાં પ્રયત્નશીલ હોય છે. પણ આત્માએ રાજ ચલાવવું હોય તો એની પાસે રહેલ બે સાધનમાંથી ગમે તે એક સાધનદ્વારા જ એ થઈ શકે. કાં એ સૌન્દર્યશક્તિની સાહાય્ય લે, નહિતર જ્ઞાનશક્તિની સાહાય્ય

લે. આપણા ઘણાખરા ઉત્સવો કાં સૌન્દર્યની ભાવનાને સતેજ રાખે છે કાં જ્ઞાનની ભાવનાને સતેજ રાખે છે—એ યોજાયા છે જ એટલા માટે; આજે હવે એ એમ રહ્યા નથી, એ સવાલ જુદો છે, આ ઉત્સવો દ્વારા સમૂહમાં સૌન્દર્યશક્તિ કે જ્ઞાનશક્તિ પ્રેરવી એ એનો હેતુ હતો—ને આજે એ વિસરાઈ ગયો હોય તો એને ફરીને એ રીતે ઢંઢોળીને જાગ્રત કરવો જોઈએ.

ગરબા—ગરબીની યોજના આ પ્રકારે માણસની સૌન્દર્યદૃષ્ટિને એક પ્રકારનું રસાયન આપવા માટે છેઃ જેવી રીતે શિયાળાના અમુક દિવસો માટે માણસ વસાણાનો યોગ્ય ઉપયોગ શીખી લે, તો એનાથી એને એક વરસભરનું આરોગ્ય મળવાનો સંભવ છે, તેમ આવા ઉત્સવોદ્વારા માણસ પોતાની સૌન્દર્ય કે જ્ઞાનશક્તિને સતેજ રાખવા જાગ્રત રહે, તો એ ઉત્સવો દ્વારા એ પોતાના જીવનમાં ઊંચાં પ્રકારનું રસાયન પૂરતો રહે. એ રસાયનદ્વારા એ પોતાના મનને વારંવાર નીરોગી બનાવવાનો પ્રયત્ન કરી શકે.

આ એક નવાઈની વાત છે કે સંસારના સર્વવ્યવહાર જેના દ્વારા ચાલે છે તે મન વિષે માણસ ઓછામાં ઓછું જાણે છે, એટલું જ નહિ, એ મન વિષે પણ કાંઈક જાણવાનું છે એ પણ એ જાણતો નથી.

માણસને, દાંતની, આંખની, આંતરડાની ને શરીરની કેમ સંભાળ લેવી એ શીખવવાનો કાંઈક પણ પ્રયત્ન થાય છે; માત્ર એ સર્વ અવયવો ઉપર જેનું રાજ છે એ મન વિષે માણસ કાંઈ જ જાણતો નથી. આજે કોઈ પણ શિક્ષિત માણસ મન વિષે કાંઈ વાત કરવી એ પણ અસંસ્કાર માને છે. એ માને છે કે, એનું મન જે કાંઈ કરે છે એ એટલું તો અદૃશ્ય છે કે, એ એનું પોતાનું વ્યક્તિગત જીવન છે ને સમાજને એમાં કાંઈ હિત અહિત નથી; પરંતુ ખરી વસ્તુસ્થિતિ એવી નથી. માણસ જે કાંઈ કરે છે તેના વિષે એનું મન જ પહેલાં તો વિચાર કરે છે. ખૂન, આવેશથી થાય છે ને

વિચારપૂર્વક પણ થાય છે. એ ગમે તે રીતે થાય, છતાં એમાં જવાબદાર તો જે માણસને માનવામાં આવે છે એ માણસ નથી, પણ એનું મન છે. માણસ એના મનનો માત્ર ગુલામ હતો. એટલા માટે કાલિદાસે તો આદર્શ રાજા એને માન્યો છે કે જે માણસ ઉપર નહિ, પણ માણસના મન ઉપર પોતાનું નિયંત્રણ સ્થાપે છે. મન ઉપર નિયંત્રણ લાવવા માટે જે જુદાં જુદાં પ્રકારનાં સાધનો માનવજાતે અત્યાર સુધી શોધ્યાં છે, તેમાં ઉત્સવોને આ દૃષ્ટિથી જે અપનાવશે તે એમાંથી સંસ્કાર પ્રાપ્ત કરશે. એવી દૃષ્ટિ વિનાના ઉત્સવો પ્રાસંગિક ધમાલ થઇ રહેશે.

માણસને મળેલી સૌન્દર્યદૃષ્ટિ એ ઘણા મોટા સમૂહ માટે તો એક પ્રકારનો જાતીય આવેગનો ધક્કો બની રહે છે. એ જાતીય આવેગ ઉપર કાબૂ મેળવવા માટે, માણસ જેમ જેમ પ્રયત્ન કરે છે, તેમ તેમ એ પરાજય પામે છે. એના ઉપર કાબૂ મેળવવાનું કામ ઘણું ધીમું, ઘણું જ હઠીલું અને ઘણું જ ભયંકર છે. કેટલાક તો એમ પણ માને છે કે, એ આવેગ ઉપર કોઇ પ્રકારનો કાબૂ મેળવવા પ્રયત્ન કરવો એ એક પ્રકારની જૂનવાણી નૈતિક ભાવનાનો ઘેલછાભર્યો અતિરેક છે. એ એમ છે કે નહિ, એ એક તદ્દન જુદો જ પ્રશ્ન હોઈ આંહી એનું સ્થાન નથી. આંહીં તો એટલું જ કહી શકાય કે, જેમ હરેક પ્રકારના અવયવનું સામર્થ્ય માણસના ઉપર થયેલા અચાનક હુમલા સામેની એની પ્રતિકાર કરવાની શકિતમાં રહ્યું છે, તેમ સૌન્દર્યદષ્ટિનું સામર્થ્ય, જાતીય આકર્ષણનો સામનો કરવામાં રહ્યું છે. એકલો માણસ, એ સમૂહમાં રહેલા માણસથી જુદા જ પ્રકારનો માણસ છે. એકલો એ અસમર્થ અને પંગુ છે. આ પ્રકારે સૌન્દર્યના જે જે પ્રયોગો માણસ સમૂહમાં રહીને જોતાં શીખે, તે તે પ્રયોગો, એને સૌન્દર્યનો વિવેક શિખવાડે. સમૂહને આપવાની સાંસ્કારિક પ્રણાલિકાને ઉત્સવો આ પ્રમાણે પોષે છે.

ગુજરાતમાં ગરબાને નવરાત્રિના મહોત્સવ સાથે ઘનિષ્ઠ સંબંધ

છે. સંગીતને જેમ પોતાનું વાતાવરણ હોય છે ને એ વાતાવરણ હોય તો જ બેઠક જામે છે, તેમ ગરબાને પોતાનું વાતાવરણ છે અને એ વાતાવરણના સર્જનમાં જ એની સફળતાનો આધાર રહ્યો છે. એ વાતારણ તે આ—ગરબો એ 'મા જગન્નિયંત્રિણી' નું પ્રતીક રજૂ કરે છે.

સૌન્દર્ય જ્યાંસુધી કેવળ સૌન્દર્ય છે ત્યાં સુધી એ માણસ માટે સૌન્દર્ય નથી. સૌન્દર્ય જે પ્રકાશ આપે છે, એ પ્રકાશને માણસ એક ક્ષણને માટે પણ જો ગ્રહણ કરી શકે તો એ સૌન્દર્ય, સૌન્દર્ય બને છે. સૌન્દર્ય ક્ષણિક છે. એણે આપેલો પ્રકાશ સ્થાયી છે. એટલા માટે વસ્તુ જ્યાંસુધી કેવળ સુંદર દેખાય છે ત્યાં સુધી એ પોતાનો ક્ષણિક ભાવ તજી શકતી નથી. એ જ્યારે સુંદર ઉપરાંત કાંઈક દેખાય ત્યારે એ અમર્ત્ય બનીને માણસની સાથે રહે છે. પરંતુ આવી ઉત્કૃષ્ટ મનોદશા માણસને કહેતાંની સાથે પ્રાપ્ત થતી નથી. એને માટે દૃષ્ટિવિકાસની આવશ્યકતા છે. આ દૃષ્ટિવિકાસ સાધવા માટે સૌન્દર્યના પ્રયોગો છે. એ દૃષ્ટિવિકાસ જો પૂરેપૂરો સાધી શકાય તો, હરેક સ્થળમાં હરેક સમયમાં ને હરેક વસ્તુમાં માણસ સુંદરતા જોઈ શકે, એટલે કે જગન્નિયંત્રણ કરનાર સૌન્દર્યશકિતને જોઈ શકે. પછી એને લાગે કે, દુનિયામાં જે કાંઈ દેખાય છે, સૌન્દર્યરૂપે, એ માણસ માટેની ધાત્રીશકિતનું રૂપક છે. દુઃખી માણસને પણ ફૂલના રંગ આશ્વાસન આપે છે, એ સૌન્દર્યમાં રહેલી ધાત્રીશકિતનું પરિણામ છે. હરકોઈ પ્રકારના ઉત્સવની યોજના આ દૃષ્ટિ ધ્યાનમાં રાખીને કરવામાં આવે તો એનાથી હરેક પ્રકારનો ઉત્સવ શરીરને પ્રફુલ્લ કરે અને મનને આરોગ્ય આપે.

ઉત્સવો, મેળાઓ, તહેવારો, ને જાહેર પ્રસંગો સમૂહ–સંસ્કાર આપવા માટે છે એ ધ્યેયને વળગી રહીને એની આસપાસ જેટલી રચના કરીએ એટલી ફલદાયી ગણાય; નહિતર કેવળ પ્રાસંગિક ધમાલો તો યોજનાર તેમ જ જોનાર બન્નેને થાક જ આપે.

## સુખ

**શોક** કે આનંદ માણસને બે સ્થિતિમાં સ્પર્શી શકતાં નથી. કાં એ જડ હોય તો. અથવા એ સાધુ હોય તો. સંગીત વિષે કહેલ પશુની વ્યાખ્યા ઘણી મનોવૃત્તિઓ પરત્વે લગાડી શકાય. પણ આનંદ ને શોક વિષે તો એ વિશેષ અર્થવાહી છે. કારણ કે અસંખ્ય મનુષ્યો દુનિયામાં એવાં મળી આવે છે કે જેમની પાસે, જીવનને સામાન્ય રીતે સુખી કરી શકાય, એવી અનેક પ્રકારની સાધનસંપત્તિ છતાં, એમનું જીવન સુખમય હોતું નથી. આપણે એમને ખરા અર્થમાં ક્યારે ય પણ આનંદી જોઈ શકતા નથી. ટોળટપ્પા, ઠઠ્ઠામશ્કરી, બેલડી ગપ્પાં, વિનોદી વાતો, થોડો સામાન્ય વિવેક વિનિમય, જરા ઉપર-છલ્લેનું હાસ્ય, જીવનમાં હમેશાં જોવામાં આવતાં આ દશ્યો, એ ખરી રીતે તો એમના જીવનનાં માયાવી પટાંતર બની જાય છે. જીવન, એ તો સઘળાં દેખીતાં દશ્યોની પાછળની વસ્તુ છે; અને એ વસ્તુ જેટલી વધારે સુંદર, તેટલી જ માનવની સુખ પામવાની કે સુખ લેવાની કે સુખ મેળવવાની કે સુખ આપવાની શક્તિ.

આ શક્તિ—આનંદી બની રહેવાની શક્તિ—એ જેટલી સાધન-સંપન્નતા અને નિસર્ગની વસ્તુ છે, એટલી જ કેળવણીની વસ્તુ પણ છે. જેને આપણે માહિતીનો ભંડાર ગણીએ, એવી કોઈ પ્રકારની આ કેળવણી નથી. કોઈ માણસને આખો પીનલકોડ મોંએ હોય તો એ ગુન્હો નહિ કરે, એવો અબાધિત નિયમ સ્થાપી શકાય નહિ; કારણ

કે એની પાસે કેવળ માહિતીની દષ્ટિએ ઉપયોગી અને આંતરજીવનને લેશ પણ સ્પર્શ ન કરે એવી વસ્તુ છે, કે જેનું મૂલ્યાંકન, વિષય અને સમય પરત્વે ભલે ગમે તેટલું અંકાતું હોય, પણ જીવનદષ્ટિએ તો એને લગભગ નિરુપયોગી જ ગણી શકાય. એ જ પ્રમાણે સાધન-સંપન્નતામાંથી મેળવાતા સુખનું સમજવું. એટલે જે કેળવણીમાં આનંદીવૃત્તિનાં બીજ રહેલાં છે, એ કેળવણી, હમેશાં અને ચોક્કસ-પણે જ, માણસના અંતરમાંથી આવનારી વસ્તુ છે. એ વસ્તુના પ્રાગટ્ય માટે ભલે બહારનાં અનેક સાધનો કારણભૂત બની રહે, પરંતુ એનો ખરેખરો જન્મ તો માણસની આંતરવૃત્તિમાં જ રહેલો હોય છે. આ આંતરવૃત્તિનો પ્રશ્ન એ ઘણો અટપટો પ્રશ્ન હોવાથી, અને અનેક પ્રકારની નિત્ય જાગ્રતિ માગે એવી તાલીમ વિના ઉપ-લબ્ધ નહિ હોવાથી, ઘણાખરાના જીવનમાં આપણને જે જોવા મળે છે તે 'જીવનનો આનંદ' નથી હોતો, પણ જીવન વિષેના અજ્ઞાન-માંથી જન્મેલું, મૂર્ખ અટ્ટહાસ્ય હોય છે.

આપણે સામાન્ય વાતચીતમાં કોઈ માણસને આનંદી કહીએ છીએ ત્યારે, સમુદ્રતરંગમાં પવનના સ્પર્શે રમતી આછી સુરેખલહરી જેવી, જીવનના અતળ ઊંડાણમાંથી જન્મીને પ્રસંગે દેખા દેતી આનંદીવૃત્તિનો, આપણને ખ્યાલ પણ હોતો નથી. આનંદીવૃત્તિની આપણી વ્યાખ્યા જ આપણા જીવન વિષેના ક્ષુલ્લક વિચારોનો પરિચય આપનારી બને છે. જરાજરામાં થતા ટોળટપ્પા, અટ્ટહાસ્ય, ઠઠ્ઠામશ્કરી, બેશરમ વિનોદ, હલકટ જુઠ્ઠાણાં અને ભ્રષ્ટ નિંદાખોરી એમને જ આપણે જીવનના આનંદનાં મુખ્ય સાધન ગણીએ છીએ. આટલું લઈ લેવામાં આવે, થોડુંક ભોજનનું 'રેશનીંગ' કરવામાં આવે, અને જરાક સીનેમાને બ્રહ્મચર્ય પળાવવામાં આવે, અને ઉપરછલ્લા સમા-ચાર પીરસતું વર્તમાનપત્રી લખાણ ન મળે કે એકાદ ચાનો ડોઝ ઓછો થઈ જાય, થોડું હરવા ફરવાનું ન હોય ને જરાક કલબોનો ઘટાડો થાય, તો સેંકડે નવાણું ટકા માણસો પોતાના જીવનની શૂન્ય-

તાથી પોતે વિહ્વળ બની જાય. પણ જેવી રીતે શરીરના વિકાસ માટે માણસને ખોરાક, કસરત, અને બીજા કેટલાક નિયમોનું પાલન આવશ્યક હોય છે તેવી જ રીતે આનંદીવૃત્તિના ઉદ્‌ગમ માટે કેટલીક સાંસ્કારિક અને કેટલીક ક્રિયાત્મક એવી વસ્તુઓ જરૂરી હોય છે. માણસ, જીવનને અંતે નહિ, પણ દિનાન્તે, પોતાનું સરવૈયું પોતે હમેશાં કાઢતો રહે, તો એને તરત માલુમ પડશે કે જીવનના મર્મ સાથે સહભાગી એવી બહુ જ થોડી વસ્તુ એણે આખા દિવસમાં કરેલી હોય છે. આખા દિવસમાં ભાગ્યે જ એ પળ–એણે જીવન વિષે વિચાર કરેલો હોય છે. એક ક્ષણ પણ કોઈ સુંદર સાંસ્કારિક વાતાવરણને આપેલી હોતી નથી. એક ઘડી પણ–પોતાના અર્થોપાર્જનને અન્યને અર્થે સંયમમાં રાખવાની વૃત્તિ દાખવી હોતી નથી. એક વિપળ પણ–આ જીવન શા માટે હોઈ શકે–એવો ગંભીર પ્રશ્ન એના અંતરમાં જાગતો નથી. આવી કોઈપણ પ્રકારની નિત્યની તાલીમ નહિ હોવાથી, માણસને જ્યારે, ખરેખરો વિકટ સમય આવે છે, અથવા એ પોતે માને છે એવો ખરેખરો મુશ્કેલીનો સમય આવે છે ત્યારે એની પાસે એ સમયનું માપ કે મહત્ત્વ કાઢવાની કોઈ શક્તિ હોતી નથી. પરિણામે એ વિવશ બની કાં આપઘાત કરે છે અથવા વિહ્વળ બની વિનિપાતને માર્ગે જાય છે.

પણ જીવનમાં શરૂઆતથી જ માણસ જો થોડીક પ્રાર્થનાની પળો કાઢે, થોડોક સાંસ્કારિક પરિચય સાધે, ક્યારેક સાહિત્ય–સ્વામીઓના ઉત્કૃષ્ટ વિચારોમાં રમમાણ થતાં શીખે, કોઈ વખત વિદ્વદ્ સાધુજનોનો પણ સંસર્ગ રાખે, પોતાની મેળે પોતાના અર્થ ઉપાર્જનમાં સંયમ રાખતાં શીખે, કોઈ વખત બીજાનું દૃષ્ટિબિંદુ જાણવા યત્ન કરે, ક્યારેક નફાખોરી કે દેખીતો લાભ જતો કરવાની ટેવ કેળવે, અવારનવાર તકને નહિ, પણ ન્યાયને પ્રથમ પદ આપવાની વૃત્તિ રાખે, તો એને જણાશે કે એના જીવનમાં ક્યાંકથી કાંઇક નવું સામર્થ્ય પ્રગટતું લાગે છે. આવું આવું કરવાની શક્તિ એકદમ

આવતી નથી, પણ ધીમે ધીમે એ પ્રાપ્ત કરવાની હોય છે. આ શક્તિ માણસમાં જેટલી વધારે સ્પષ્ટ ને ક્રિયાત્મક તેટલી જ માણુસની આનંદ પામવાની વૃત્તિ વધારે સુરેખ ને સ્થાયી. જીવનમાં સ્થાયી આનંદ મેળવવાની ઇચ્છા રાખનારે પોતાના દરરોજના કાર્યક્રમમાં બે પળનો પણ સંયમ—વાણી ઉપર, વર્તન ઉપર, વૃત્તિ ઉપર કે વાણિજ્ય ઉપર—લાવવો ઘટે છે. એ બે પળ વધતાં વધતાં એમાંથી જ જીવનશક્તિનું સાચું રહસ્ય મળી રહે છે અને એ શક્તિનાં તો દર્શન માત્રથી મળેલો આનંદ વર્ણનાતીત હોય છે એમ સાંભળ્યું છે.

પણ માણસોનો એવો ખ્યાલ લાગે છે કે આવા જીવનઘડતર માટે તો ખાસ પ્રસંગો શોધવા જોઇએ. અને આજના આ અત્યંત જીવનવિગ્રહી જમાનામાં એ વસ્તુ વ્યવહારુ નથી; આદર્શ તરીકે ભલે સારી હોય. પણ ના, આવા પ્રસંગો શોધવા પડતા નથી. એ તો આપણી આડે અથડાય છે. માત્ર આપણે એમને ઝડપી શકતા નથી. એક સામાન્યમાં સામાન્ય જણાતો–ટીકીટબારી જેવો કે 'બસ સ્ટેન્ડ ' જેવો પ્રસંગ પણ, માણસ પોતાના જ ઘડતર માટે ઉપયોગી બનાવી શકે. વાત વાતમાં જ એને ખબર પડી જાય કે કોઇને ત્યાં કોઇક માંદું છે ને એની જરૂરિયાત વહેલાં ઘેર પહોંચી જવાની છે. નિયમ પ્રમાણે તો એનો વારો મોડો આવવાનો હોય. એ સમયે જ માણસ ધારે તો પોતાનો હક્ક જતો કરવા જેટલી ઉદારતા બતાવે. સંભવિત છે કે આ વસ્તુને ચાંપલાશ ગણે એવી ટોળ કરનારા પણ ટોળામાં હોય. પણ જેને પોતાનો માર્ગ જ શોધવો છે એણે આવી વસ્તુની ઉપેક્ષા જ કરવી ઘટે. અને એ પણ સમજવું ઘટે કે નાનામાં નાની આવી ક્રિયા એ મૂલ્યાંકન પરત્વે મહાન સ્વપ્ન જેવી જ કીંમતી છે.

અને આ તો એક નાનું ઉદાહરણ છે. પણ તણાતી કીડીને જોઇને કબુતરે જે પાંદડું નાખ્યું હતું એ વસ્તુને જીવનવ્યાપી બનાવતાં એ દ્વારા જ માણસના જીવનઘડતરનો પાયો નખાય છે. એલ. એ. જી. સ્ટ્રાંગે એક જગ્યાએ કહ્યું છે કે માણસને લાગે કે નવું કંઈ

પણ શીખવાની હવે એનામાં શક્તિ રહી નથી ત્યારે એ વધુ જીવે કે તરત મરે–એ બધું એને માટે સરખું જ છે. એ જ વિચાર થોડા ફેરફાર સાથે જીવન વિષે યોજી શકાય. માણસ જ્યારે બીજાને લેશ પણ ઉપયોગી થવાનો વિચાર સરખો પણ ન કરે, કે ન કરી શકે અને કેવળ પોતાની જાતને એક પ્રકારના સહીસલામતીના કોશેટામાં વધારે ને વધારે વીંટાળતો રહે, ત્યારે એક રીતે એ અંધકારમય મૃત્યુ જ જીવી રહ્યો હોય છે; અને એવા માણસને જીવનના આનંદની કદી પણ ઝાંખી થઈ શકતી નથી. એક સાધારણ ટેલીફોનના ખોટા નંબર ઉપર પોતાની શાંતિ ગુમાવી દેતા લક્ષાધિપતિને જોઇને કોઇને પણ વિચાર આવે કે આ માણસના જીવનમાં ઘડતરનો પાયો નથી, અને તેથી એની સમતુલા પણ નથી. જીવનઇમારતનું પણ સાચું સામર્થ્ય પાયામાંથી જ આવે છે.

સુખ–જીવનના અતળ ઊંડાણમાંથી પ્રાપ્ત થતું સુખ–એ જેટલો સાધનોનો વિષય છે, એના કરતાં વધુ સધનાનો વિષય છે. અને આ સંસ્કાર કેવળ ક્રમપ્રમાણે ઘડેલા જાતઘડતરમાંથી મળનારી વસ્તુ છે. ખરી રીતે તો જેમ કુશળ ધંધાદારીઓ પોતાની યોજના. યોજના માટેનાં સાધનો, એમનો ભવિષ્યનો વિકાસક્રમ અને તાત્કાલિક ઉપયોગ–એમ ચતુર્વિધ રેખા દ્વારા એક આંતર ઉદ્દેશને ઘડે છે, તેવી જ રીતે કોઈ પણ માણસે પોતાના જીવનઉદ્દેશનું પ્રથમ રેખાચિત્ર દોરીને પછી જ એમાં અવનવા રંગોની ખીલવણી કરવાની હોય છે. સુખ જેવો મહાન પદાર્થ એક રીતે ઈશ્વરે માણસની બહુ જ નિકટ મૂકી રાખ્યો છે, તો બીજી રીતે એનાથી એ ઘણો ઘણો દૂર પણ છે. ગરીબી અથવા શ્રીમંતાઈ, સુખ કે દુઃખ, આનંદ કે શોક, વિનોદ કે વિષાદ કાંઈ જ ખરી રીતે બહારથી આવી શકતાં નથી. ગરીબીમાં સુખ છે એ વિચારણા પણ, શ્રીમંતાઇમાં સુખ છે, એના જેટલી જ ભ્રમણાજનક છે. સુખ એ કેવળ મનનો વિષય છે. પણ એ અણઘડ મનનો વિષય નથી. તેમ જ એ બુદ્ધિનો વિષય પણ નથી. શક્તિ કે સામર્થ્યને પણ એની

સાથે સંબંધ નથી. એની સાથે કેવળ એવા મનને સંબંધ છે કે જે મન પોતાના સ્વપ્નને ક્રિયાત્મક રૂપ આપવા માટે સતત પ્રયત્નશીલ હોય. ભાવના, પ્રયત્ન અને ક્રિયા એ ત્રણેને જે એક રેખામાં લાવી મૂકે—એ માણસ વહેલેમોડે આનંદની ઝાંખી કરી શકે—એવો આનંદ કે જે ચિરસ્થાયી હોય, એકધારો હોય, પ્રશાંત હોય, અને જીવનમાં સમરસવ્યાપક હોય.

## મૃત્યુંજયી માનવ

**મૃત્યુને,** બની શકે તેટલું દૂર ઠેલવાની આપણી સૌની ઇચ્છા હોય છે. જિજિવિષા—એટલે જીવનની ઇચ્છા--દરેક મનુષ્યને હોય છે. મૃત્યુ પછી શું છે એ આપણને કોઇને ખબર નથી. કાંઇક હશે, એમ કેટલાક અનુમાન કરે છે. કાંઈ હોઈ શકે નહિ, એમ ઘણા કહે છે. પણ કાંઈ હોય કે કાંઈ ન હોય, એથી જીવન અને મૃત્યુના સંબંધ વચ્ચે ખાસ જાણવાજોગ ફેરફાર થતો નથી એમ કહીએ તો ચાલે. એટલે મૃત્યુ પછી જીવન હોય કે ન હોય, કેવળ અંધકાર હોય કે નવપ્રભાત હોય, એ ગમે તે હોય, પણ આ જીવનમાં અને આંહીં જ મૃત્યુનું મહત્ત્વ છે. કેટલાકને મરણમાં મૃત્યુ નહિ, પણ જીવન સ્ફુરતું લાગે છે અને તેથી મૃત્યુ એ મૃત્યુ ન રહેતાં, જાણે કે, નવજીવનમાં એનું રૂપાંતર થાય છે. એવાં મૃત્યુ વિષે એમ કહી શકાય કે, મૃત્યુમાંથી એમને જીવનની ઝાંખી થાય છે. પણ આ સ્થિતિ તો વિરલ હોય છે. આપણું એકધારું, તાવની બીમારીથી કે સ્થાયી યાંત્રિક અજીર્ણથી મૃત્યુને વશ થનારું જીવન, સંભવિત છે કે, મૃત્યુ વિષે કાંઈ જ કહી ન શકે; પરંતુ જે લોકો મૃત્યુને ભેટવા જાય છે, મૃત્યુને જે આમંત્રણ આપી આવે છે, એ લોકો મૃત્યુને જે રીતે નિહાળે છે એ રીતમાંથી મૃત્યુ વિષે કાંઇક તાત્ત્વિક જાણી શકાય ખરું. મહાન પુરુષોની છેલ્લી ઘડીઓનો ઇતિહાસ જો કોઈ સંકલિત કરે તો એમાંથી મૃત્યુ વિષે ઘણું ઘણું જાણવાનું મળી આવે. આપણે

જ્ઞાનદૃષ્ટિએ જોઇએ તો તો હમેશાં દરેક માણુસ એક મૃત્યુ અને એક જીવન જીવે છે. નિત્યના આ ભયંકર યુદ્ધમાં હરરોજ મૃત્યુ પામનારા, અથવા દિવસ ઉગ્યે મૃત્યુને ભેટવા સાટે દોડનારા, અસંખ્ય હોય છે. એ અસંખ્યમાંથી કોઇક તો એવા હોય કે, જે ખરા અર્થમાં સંસ્કારી હોય. આવા એક વિમાનીની નોંધપોથીમાંથી થોડા શબ્દો મૃત્યુ વિષે પ્રગટ થયા છે તે આકર્ષક હોઇ આંહીં ઉતારી લેવાનું મન થાય છે. 'I wonder' I said to myself: 'If those Germans below, who are firing at us, know, that they are creating life within us' જર્મનો નીચેથી અમારા ઉપર મૃત્યુગોળા ફેંકી રહ્યા છે; પણ કદાચ એમને ખબર નહિ હોય કે, એ અમારામાં જીવન પ્રેરી રહ્યા છે.

આ ઉપરથી જણાય છે કે, જીવન અને મૃત્યુ—એવું કોઇ પરસ્પર વિરોધી દ્વંદ્વ નથી; જીવનનું મૃત્યુ એમ કહેવું એ પણ બરાબર નથી; પરંતુ માનવનું જે જે સત્કાર્ય મૃત્યુને આમંત્રે છે, મૃત્યુના એવા આમંત્રણદ્વારા, એને પોતાને તો જીવન મળતું રહે છે. એક ઉદાહરણ એણે આપ્યું છે. ઘર બળે છે, છોકરો અંદર રહી ગયો છે, એ વખતે, મૃત્યુ નિશ્ચિત છતાં, પિતા જે પ્રેમથી, મૃત્યુની સામે થઇ એને બચાવવા દોડે છે—એ Action--એ કાર્યમાં જીવનનો તથ્યાંશ છે. માણુસનું જીવન, એટલા માટે, એના હરેક કાર્યમાં રહ્યું છે. કાર્ય એ જ જીવન છે અને એવા કોઇ કાર્ય માટે, માનવ, દેહનો મોહ છોડે છે, ત્યારે એમ કહી શકાય કે, એને જીવન જડ્યું છે. માણુસ મૃત્યુ પામતો નથી, કારણુ કે, જે અર્થમાં આપણે સમજીએ છીએ એવા અર્થમાં એટલે કે 'અસ્તિ' અને 'નાસ્તિ' અર્થમાં જીવન અને મૃત્યુ એવું કોઈ દ્વંદ્વ નથી. અસ્તિત્વમાં તો એક જ વસ્તુ છે—જીવન. અને જીવન એટલે કાર્ય. મૃત્યુને ભેટનારાને મૃત્યુ મળતું નથી, એને જીવન મળે છે. જીવનને સાચવનારા, મૃત્યુને મેળવે છે. જ્યારે શરીરનો મોહ છુટી જાય છે, અને ઘણું કરીને હરેક મનુષ્યને

જેમ મૃત્યુ નજીક આવતું લાગે છે, તેમ એક પ્રકારની આરામની, જાણે કે થાક ખંખેરી નાખવાની આનંદવૃત્તિ આવે છે, ત્યારે, મૃત્યુનો ભય હાજર હોતો નથી. મરણપથારી ઉપર પડેલો મનુષ્ય કોઈપણ દિવસ પોતાના વિષે કાંઈ વિચાર કરતો નથી—પાછળ રહે-નારા વિષે વિચાર કરતો હોય છે—એ વસ્તુ એમ બતાવે છે કે, મૃત્યુનો ભય ખરી રીતે માણસને લાગતો હોતો નથી.

માનવ પોતાના કાર્યદ્વારા જીવન મેળવે છે; એટલે કે, માણસ જન્મે છે ને જીવે છે એ જીવન નથી; પણ એ જે કાર્ય કરે છે એ કાર્યમાંથી એને જીવન મેળવવાનું હોય છે. જીવે છે ઘણા, પણ જીવન મળે છે કોઇકને જ. એટલે આપણે એક રીતે કહી શકીએ કે, સૌ જીવે છે, પરંતુ એમાંના મોટા વર્ગને માટે જીવન પણ નથી; મૃત્યુ પણ નથી; કેવળ જીવવાનું ને સમય આવ્યે વિલીન થઇ જવાનું, એટલું જ હોય છે. આવું નકારાત્મક જીવન હોવાથી ઘણા માણસોને જીવનમાં રસ, આનંદ, પ્રેમ એવું ન દેખાતાં, ઘર્ષણ ઘોંઘાટ ને ધાંધલ દેખાય છે. માણસને જીવનની લેશ પણ ઝાંખી કરવાની ઇચ્છા હોય તો એણે, કોઇક વખત, થોડા સમયને માટે પણ, બીજાને માટે કાંઇક કાર્ય કરવાની એટલે જીવન જીવવાની—એવી પ્રવૃત્તિ શરૂ કરવી અને તરત જ એને જીવનની ઝાંખી થશે. અને એનો મૃત્યુનો ભય ટળી જશે. જીવન મૃત્યુ કરતાં મહાન છે; કારણ કે, એ મૃત્યુના મૃત્યુમાંથી આવે છે.

## લોકાચાર

કોઈ પણ સમાજ ગમે તેટલું વિજ્ઞાનબળ ધરાવતો થાય, છતાં પણ તેમાં, જેને માટે કાંઈ કારણ ન આપી શકાય એવા કેટલાક લોકાચાર તો રહેવાના જ. એવા લોકાચાર એ ખરી રીતે તો વહેમનાં બાળક છે. એમને જેટલા જલદી ફેંકી દેવાય તેટલું સારું. એવા દરેક દરેક આચારને કોઈ ને કોઈ ધાર્મિક બાબત સાથે જોડી દેવાની સંરક્ષકવૃત્તિ, એના પ્રચાર માટે જવાબદાર છે. એવા આચામાંથી કાંઈક વૈજ્ઞાનિક સત્ય શોધવાની નવી સાંસ્કારિક વૃત્તિ પણ જાગી આવે છે. પરંતુ છેવટે તો એમાંના ઘણા આચાર—જે વખતે શરૂ થયા તે જમાના માટે આવશ્યક છતાં—અત્યારે બીજા જમાના માટે નિરુપયોગી પણ હોય ને નુકસાનકારક પણ થાય. એક જ ઉદાહરણ લઈ એ. આપણી લગ્નની ક્રિયા ને સાદામાં સાદું રૂપ આપવાની આજે જરૂરિયાત ઊભી થઈ છે. આવું સાદું રૂપ આપવામાં આર્થિક પ્રશ્ન પણ મુખ્ય બની ગયેલ છે. પરંતુ ખરો સવાલ તો આ છે કે એવી સાદી ક્રિયાઓ, લગ્નજીવનમાં પ્રવેશ કરતાં તરુણતરુણીના મનોચિત્ર સાથે સુસંગત એવા ઉલ્લાસને હાનિ પહોંચાડચા વિના શી રીતે યોજવી કે જેથી લગ્નજીવનની મહત્તા માટે નિર્માયલાં પ્રતીકોનાં મૂલ્યાંકનમાં લેશ પણ ઘટાડો કર્યા વિના, ઉપર ઉપરથી પેસી ગયેલા આડંબરને જ માત્ર તિલાંજલિ દેવાય?

આવી યોજના આવશ્યક તો છે જ. પણ એ યોજના કેવળ નિર્માલ્ય ને હેતુ વિનાના નિયમો જેવી તદ્દન યાંત્રિક બની ન જાય એ જોવાનું પણ જરૂરી છે. એટલે એવી યોજનાના ઘડતરમાં પણ એક પ્રકારનું પોતાનું અનોખી ઢબનું સંસ્કારી રસિકત્વ હોવું જોઈએ. આ પ્રમાણે આપણી બીજી પણ અનેક લોકપ્રથાઓને નવેસરથી રચવાની આવશ્યકતા આજે ઊભી થઈ છે.

આની સામે એક બીજો પ્રશ્ન પણ છે. લોકાચાર જેમ ઘણી વખત અર્થહીન હોય છે ને એણે જવું જોઈએ, તેમ એ લોકાચારને કેવળ આડંબરી પ્રદર્શન માટે, ધક્કો આપવાની તરુણવૃત્તિ પણ હમેશાં ઇચ્છવા જોગ નથી. કાંઈક પણ સર્જનાત્મકવૃતિથી જે લોકાચાર તજે છે તે કાંઈક નવીન કરે છે એમ કહી શકાય. બાકી ભોજનખર્ચને તિલાંજલિ આપી 'ટી પાર્ટી' ગોઠવવામાં કોઈ પ્રકારનો હેતુ સરતો હોય તેવું લાગતું નથી. એ પણ એક પ્રકારનો નવો નિરર્થક લોકાચાર જીવનમાં પ્રવેશ્યો એટલો જ એનો અર્થ થાય છે.

આપણે લોકરૂઢી લોકાચાર વગેરે સામે જે ઝુંબેશ ઉઠાવીએ તેમાં બે વસ્તુ આવશ્યક હોય છે. પહેલું તો માણસ એ કેવળ આડંબરી પ્રદર્શન રીતે કરતો ન હોય તો જ એની છાપ પડવાની. બીજું નવો લોકાચાર એટલો જ નિરર્થક ને આવશ્યક—શરૂ થવો ન જોઈએ. આ બન્ને વસ્તુઓનું ધ્યાન રાખ્યા વિના લોકાચાર વિરુદ્ધ જે જે ક્રિયાઓ થશે તે અંતે ધસાઈ જવા માટે જ નિર્માણ થયેલી હશે. નવી પ્રથાઓ પાડવાની જરૂરિયાત ઊભી થાય છે ત્યારે નવી પ્રથાઓ પાડવાનું શાસ્ત્ર પણ સાથે જ ઊભું થવું જોઈએ. હરેક માણસ પોતાના સ્વૈચ્છિક વ્યવહારને લોકાચાર વિરુદ્ધનું ભારે મહત્ત્વનું પગલું ગણાવા માંડે તો એમાંથી તો અંતે અવ્યવહારુ એવો વિનાશ પંથ જ પેદા થાય. અધિકાર પ્રાપ્ત કરવાની તાલીમ પણ આવા નવા રસ્તા પાડનારાઓ માટે જરૂરી હોવી જોઈએ. એક રીતે તો કેટલી—કેટલી રૂઢીઓ ને વહેમો કાઢી નાખવાનાં

જરૂરી છે. તેમનું વર્ગીકરણ કરી, તેમની સામે સાંસ્કારિકવૃત્તિ જગવવા માટે, એવા સાહિત્યનું નિર્માણ કરવાની પ્રાથમિક ભૂમિકા તૈયાર કરતાં પણ અમુક સમય તો જશે જ. પણ એવી ભૂમિકા તૈયાર કર્યા વિના તો જૂની રૂઢી જશે ને નવી રૂઢી લોકમાં પેસી જશે એટલું જ. નવી રૂઢીનો અર્થ એ કે જે વસ્તુની સમાજકલ્યાણ માટે જરૂર નથી, છતાં જે કેવળ ' ફેશન ' બની જઈ ને ઘરઘરમાં પ્રવેશ મેળવી લે છે, ને પછી તો જરૂરી ગણાવા લાગે છે. લોકાચાર સામે હુમલો કરતી વખતે આવી નવી રૂઢીને પણ લક્ષમાં રાખવાની હોય છે.

## અર્ધજ્ઞાન

**કુન્તની** એક કવિતામાં સહદેવના અતિજ્ઞાન વિષે એક ચિંતનીય પ્રશ્ન છણ્યો છે. સહદેવની ભવિષ્ય જાણવાની શક્તિ અને શાપ વિષેની એ વાત છે; પણ એમાંથી આટલો સાર ખેંચાય કે, જ્ઞાન પોતાની ભૂમિકા રચે છે, ને બીજાની ભૂમિકા સમજે છે; અજ્ઞાનને પોતાની ભૂમિકાનું ભાન નથી, ને બીજાની ભૂમિકાની સમજણ નથી; અતિજ્ઞાન પોતાની ભૂમિકામાં પોતે એટલું મગ્ન છે, કે બીજાની ભૂમિકાનો એને ખ્યાલ જ આવતો નથી: પણ જ્ઞાન, અજ્ઞાન, અતિજ્ઞાન, એ સઘળાં, અર્ધદગ્ધજ્ઞાનને હિસાબે ઓછાં હાનિકારક છે. અર્ધદગ્ધી જે પોતાનામાં નથી તે પોતાનામાં છે એમ માને છે. પરિણામે એ પોતાને તો રૂંધે છે, પણ જો એ કોઈપણ પ્રકારની સત્તા ઉપર હોય તો સૌના વિકાસને રૂંધે છે. અજ્ઞાનને જાગ્રત કરી શકાય, જ્ઞાનને સમજાવી શકાય, અતિજ્ઞાનને પ્રણમી શકાય, પણ અર્ધદગ્ધજ્ઞાનીને શું કરી શકાય એ એક વિકટ પ્રશ્ન છે. ભર્તૃહરિએ, રેતીમાંથી તેલ નીકળે, આકાશીપુષ્પ મળે, શશવિષાણુ જડે પણ 'ન તુ પ્રતિનિવિષ્ટ મૂર્ખજન ચિત્ત મારાધયેત્' એમ કહ્યું છે, ત્યાં એના મનમાં આવા જ કોઈ અર્ધદગ્ધી—દાધારીંગા—નું માનસ રમતું લાગે છે. એ માનસ પ્રમાણે અર્ધજ્ઞાન એ ભયંકર વસ્તુ છે. કારણ કે એ એના અહમ્‌ને ચોટેલું છે. અને ખરેખર, વ્યક્તિ કરતાં પણ સમસ્ત પ્રજાકીય વિકાસમાં જ્યારે આવી કોઈ પગથી આવે

છે ત્યારે તો એ એક અત્યંત જટિલ પ્રશ્ન બની જાય છે. ખાસ કરીને બહુમતવાદના આ જમાનામાં.

ધીમે ધીમે અજ્ઞાનમાંથી જ્ઞાન તરફ જતી પ્રજા, કે અંધકારમાંથી પ્રકાશ પામવા મથતી પ્રજા—એના અભ્યુત્થાનમાં, આ અનિવાર્ય પગથીએ આવીને ઊભી જ રહે છે. અને પરવશતાને લીધે વિનિપાત પામેલી પ્રજામાં એવી પગથી આવે છે, ત્યારે એ પગથી અત્યંત વિકટ, અટપટી અને એક બીજાથી તદ્દન વિરુદ્ધ અભિપ્રાય દર્શાવતા વાદોની ભૂમિકા બની જાય છે. લોકનાયકોની, લોકસંગ્રહ માટે કામ કરનારા માણસોની, પંડિતોની અને અત્યારની પરિસ્થિતિ જોતાં વર્તમાનપત્રો, સીનેમાઓ, સાહિત્યકારો, સેવકો, સૌ કોઈની આકરી કસોટી આવે કાળે થાય છે. રાજકારણમાં જ્યારે આવી મનોભૂમિ પ્રવેશ કરે—અને પ્રવેશ કરવાની જ—ત્યારે એ મનોભૂમિકાની સમજણ વિના, જો એ સૌ, સુકાન વિનાના વહાણ પેઠે ઘડીભર આ બાજુ અને ઘડીભર બીજી બાજુ ફર્યા કરે, તો નિશ્ચિત ક્રિયાનો માર્ગવિકાસ સાધવાને બદલે, ફેરકુદરડી જેવી અવસ્થા આવે; ને રૂપાંતરોની પરંપરા દેખાયા છતાં, ભૂમિકામાં કાંઈપણ હેરફેર ન થાય. ભૂમિકા તો હોય એની એ રહે—જો કે ફેરફારો અનેક લાગે, પ્રજામતવાદની આ આકરામાં આકરી કસોટી છે. એનો સંગ્રામ ઓછો હિંસક છતાં લેશ પણ ઓછો વિકટ નથી.

આવી અવસ્થા ઘર ન કરી બેસે એ માટે સૌથી સારો ઉપાય એ છે કે, એક સિદ્ધાંત તરીકે, સત્ય જ્ઞાન ને પ્રેમ, એ હરકોઈ ક્ષણે મળતાં હોય તો, એનો સત્કાર કરવામાં લેશ પણ સંકોચ પ્રજામાં કોઈ ન રાખે એવી ભૂમિકા નિરંતર સરજ્યા જ કરવી. અર્ધદગ્ધોની જમાતને ઉખેડી નાખ્યા વિના કે એને અશક્ય અથવા અશક્ત બનાવ્યા વિના પ્રજામતવાદ જેવી વસ્તુનું સાચું અસ્તિત્વજ ન હોઈ શકે. નહિતર તો પ્રજામતવાદ ધન, સત્તા, સામર્થ્ય કે જમાત, ઘેલછા કે પૂર્વગ્રહોનો એક કિલ્લો હોય કે જે

કલ્યાણ કરતાં વધુ અકલ્યાણ જ કરે. અલબત્ત સત્ય, જ્ઞાન ને પ્રેમને જાણવામાં પણ અમુક પ્રકારની અનિવાર્ય ભૂમિકાની અપેક્ષા તો રહે છે. પણ જ્ઞાનપ્રચારનાં સાધનો દ્વારા જો કોઈપણ વાદનો અતિરેક પ્રચારમાં મૂકવાની ક્રિયા ન કરવામાં આવે, તો સામાન્યમાં સામાન્ય મનુષ્ય પણ થોડીઘણી ભૂમિકા એ રત્નત્રયી માટે ધરાવતો તો હોય છે જ. એટલે શૈશવકાલથી જ આ જમાનામાં માનસને સંભાળવાની, રક્ષવાની, ઘડવાની, જવાબદારી લેવી પડે તેમ છે.

અતિશયોક્તિ વાણીને, તેમ અતિરેક વાદને સામર્થ્ય આપે છે. પણ એ સામર્થ્યમાં ઘોડાપુરનો વેગ છતાં, મહાન સરોવરની શાંત શક્તિ નથી. અને એવા અતિરેક પ્રચારને પરિણામે તો માનવજાત અનેક વાદમાં વહેંચાઈને યુદ્ધદ્વારા યુદ્ધોને, ને નવા સૂત્રો દ્વારા નવી-નવી પ્રણાલિકાને સ્થાપતી રહે છે. વિનાશ દ્વારા સર્જન થાય એ સૂત્ર તરીકે સમર્થ લાગતી પ્રણાલિકાને સ્થાને વિકાસની ભૂમિકા દ્વારા જ સર્જન થાય એ બીજા સૂત્રની એટલી જ અપેક્ષા રહે છે.

એટલે કોઈપણ વાદ–પછી ભલે એ વાદ પોતાના પાયા તરીકે ઊંચામાં ઊંચી વાતને ગણાવતો હોય–પરંતુ કોઈપણ વાદ, સામાન્ય માણસની મનોભૂમિકાને, સત્ય, જ્ઞાન અને પ્રેમ તરફ લઈ જવાને બદલે માત્ર પોતાની તરફ આકર્ષે છે, ત્યારે એ આકર્ષણ એકંદરે કેવળ સામયિક ફેરફાર કરે છે. એ મનોભૂમિકાનો વિકાસ સાધી શકતું નથી. આનું એક જ ઉદાહરણ લઈએ. અત્યારે ગામડામાં કેટલાક કાર્ય-કર્તાઓ છે; ને એ કાર્યકર્તાઓ અમુક પ્રકારની રાજકીય દૃષ્ટિ પણ ધરાવે છે. જ્ઞાનની પરબ જેવા પુસ્તકાલયનો વહિવટ પણ એમાંનાં ઘણા સેવાભાવે કરતા હોય છે. એમની પાસે એમની દૃષ્ટિ છે, સેવાની ધગશ છે, કામ કરવાની હોંશ છે, છતાં એ જે ફાળો આપશે તે સર્વદેશી વિકાસની દૃષ્ટિએ અત્યંત સંકુચિત જ રહેશે. આમ શા માટે?—કારણ કે વાદ. માણસ જ્યારે કોઈપણ વાદનો ચેલો બને છે ત્યારે એનામાંથી એની દૃષ્ટિનો લોપ થાય છે. કોઈપણ વાદના ચેલા

બનવું—અને કોઈપણ વાદનાં લોકકલ્યાણકારી તત્ત્વોને સમજીને એને વધારે સમજવા મથવું, એ બેમાં આકાશ પાતાળ જેટલું અંતર છે. ચેલાઓ ભયંકર છે—પછી એ ટૉલ્સટાયના હોય, અરવિંદના હોય, ગાંધીજીના હોય કે સ્ટેલીનના હોય : ભયંકર છે એટલે સમર્થ નથી. એ અર્ધદગ્ધ હોય છે અને એમની અર્ધદગ્ધતા લોકભૂમિને પણ અર્ધદગ્ધ રાખવા મથે છે. આ વસ્તુ ભયંકર છે.

એટલે આપણી આજની મોટામાં મોટી જરૂરિયાત, જે વસ્તુ કે વાદને આપણે સ્વીકારતા હોઇએ, તે વસ્તુ કે વાદ સિવાયની સઘળી જ વસ્તુઓ નિષ્ફળ છે, એવી વારંવાર ઉચ્ચારાતી વાણીને સંયમ આપવાની છે. ભલે આપણો વાદ, લોકની મોરલીએ ચડ્યો હોય—પણ એ વાદમાં જેટલું ધાતુત્વ છે એટલું જ લોકમાં રહેવાનું છે. લોકની રંગીલી મોરલી તો અજબ રીતે ક્રૂર હોય છે. એ તો આજે મુસોલીનીનાં તોપ પરનાં વ્યાખ્યાનો સાંભળે ને કાલે એ જ તોપને મોઢે એને ચડાવે. એટલે આપણા જીવનમાં લોકો સ્પષ્ટ રીતે વિચાર કરતાં ને વિચારતાં શીખે એ પ્રાથમિક જરૂરી વસ્તુ બનવાની છે. પરાધીનતાના ઝેરને લીધે પ્રજાશરીરની એ અવસ્થા થઈ છે. એ જેટલું સાચું છે એટલું જ આ સાચું છે કે, આપણા દેશની વિશાળતાને લીધે આપણી સમય સાથે રહેવાની ગતિ મંદ–અતિમંદ છે. આપણામાં સ્પષ્ટ વિચારસરણીની જરૂરિયાત છે, એનો અર્થ પણ એટલો જ છે કે લોકમાંથી અર્ધદગ્ધ જ્ઞાનને નિર્મૂળ કરવું; જેટલી જરૂરિયાત અજ્ઞાનને હણવાની છે એટલી જ જરૂરિયાત અર્ધદગ્ધજ્ઞાનને હણવાની પણ છે. સ્પષ્ટ વિચારસરણીનો આ એક જ અર્થ આપણે માટે હોઇ શકે: હરેકેહરેક વ્યક્તિમાં રહેલી સદ્‌વૃત્તિની ભાવના જાગ્રત કરવા માટે જરૂરી એવી, રાજકીય સામાજિક ને આર્થિક પુનર્રચના. પણ આ સદ્‌વૃત્તિ વિષે ઘણા જુવાન મિત્રો શંકા ધરાવે છે. એમના અંતરમાં તો એ વિષે એક નિરાળી સૃષ્ટિ છે.

પહેલાં તો અત્યારે, જે સામાજીક સંકલના ચાલી રહી છે

તેનાથી તેઓ અકળાઈ ઉઠ્યા છે. એ સ્વાભાવિક છે. આપણી સામાજિક સંકલના ભયંકર છે. બીજું, જે નવી સામાજિક સંકલના એમને તૈયાર કરવી છે તે પ્રધાનપણે આર્થિકરચના ઉપર રચાયલી હોય એવી એમની તીવ્ર આકાંક્ષા છે. ત્રીજી અને મહત્ત્વની બીના એ છે કે, અત્યારની સામાજિક ગેરવ્યવસ્થા માટે એ રાષ્ટ્રીય પરાધીનતા કરતાં પણ ઘણે વધારે અંશે, ધાર્મિક વિચારોને જવાબદાર ગણે છે.

અત્યારના વાતાવરણમાં આ વિચારસરણી પ્રધાન જણાય છે. એ વિચારસૃષ્ટિ હજી નવી છે, એટલે એમાં અપરિપકવતા, વિચારમંથનની અસ્વચ્છતા, શરૂઆતની ઉગ્રતા, તાત્કાલિક પરિણામ માટેની વ્યગ્રતા—એ સઘળાં હોય એ તદ્દન કુદરતી છે—એ વસ્તુઓ તો સમયના વહન સાથે અને આ વિચારસરણીની પ્રગતિ સાથે એની મેળે સ્વચ્છતા પ્રાપ્ત કરી લેશે. પણ મુખ્ય પ્રશ્ન તો જે શૈલીથી આ નવી વિચારસરણી અત્યારે રજૂ કરવામાં આવે છે તે શૈલી વિષેનો છે. આ શૈલીને લીધે એ વસ્તુ જનતાને જગાડવામાં પણ અસમર્થ નીવડે છે. આ શૈલી—તે વીજળીના ધક્કાની શૈલી છે. એમાં કોઈ પણ રીતે જૂના માનસને ધક્કો મારવાની જ મુખ્ય નેમ હોય છે. એ રીતે ગણો તો એમાં પરિણામ કરતાં પણ પરિણામના દેખાવનો ઘણો વધારે મોહ હોય છે. એમાં અવિવેક, અસંયમ, અસ્વસ્થતા હોય છે. એ વાત તો બાજુ ઉપર રહેવા દઈએ, પણ એમાં જે કામ કરવાનું છે, તે કામ શી રીતે થઈ શકે એ રીતિનું પણ ભયંકર અજ્ઞાન હોય છે.

દોડતી મોટરે શહેરમાંથી એક બૈરું ગામડામાં જઈને સભા ભરે; ગામડાના લેશ પણ અભ્યાસ વિના, એના માનસના જરા પણ ખ્યાલ વિના, એના પ્રશ્નોની થોડી પણ માહિતી વિના, 'બહેનો ! તમે આ બંગડી પહેરો છો તે ગુલામી છે' વગેરે વગેરે તદ્દન સામાન્ય પ્રચલિત શબ્દોના ધોધથી ઘડીભર જનતાને ખળભળાવી, પાછી દોડતી મોટરે શહેરમાં પેસી જાય. આપણી અત્યારની આ

કાર્યપ્રણાલિકા જ ખોટી છે. જરૂરિયાત એનાથી જુદા જ પ્રકારની છે. કારણ કે આપણી પ્રજા બહુ મોટે ભાગે ગામડાની પ્રજા છે. એમને વીજળીના ધક્કાની શૈલીથી કેવળ કુતૂહલ જ થાય. એમનામાં કામ કરવાની રીત તો આપણે શીખવી પડે તેમ છે.

ગામડાને પોતાનું જ્ઞાન, પોતાનું માનસ અને પોતાનું વ્યક્તિત્વ છે. એ વ્યક્તિત્વના પરિચય માટે પહેલાં તો કંઈ પણ બોલ્યા વિના, કે કાર્યકરોએ ભાષણો કરવાં જ જોઈએ એવી ભાષણખોરીના મોહ વિના, મૂંગી રીતે અને સાચ્ચી સેવાવૃત્તિથી, એનો અભ્યાસ કરવો જરૂરી છે, ત્યારે જ ખબર પડે કે આપણે કલપ્યા છે તેનાથી જુદા જ પ્રકારના અને ઘણા વધારે અટપટા પ્રશ્નો ગામડામાં આસ્તત્વ ધરાવે છે.

સમુદાયના માનસપરિવર્તન માટે જો કોઈ મોટામાં મોટું સાધન આપણી પાસે હોય તો તે, આપણા વિચારોના અવિવેકી પ્રદર્શનમાંથી નહિ, પણ જનતામાં રહેલી ધાર્મિક વૃત્તિઓના વિકાસમાંથી મળી શકે તેમ છે. આપણી ધાર્મિક પરંપરા, એ પણ આપણા રાષ્ટ્રનિયોજનનો અગત્યનો અને અત્યંત મહત્ત્વનો ભાગ છે. રાષ્ટ્રની અને અને સમાજની પુનર્રચના માટે એ પરંપરાનો ઉપયોગ થઇ શકે તેમ છે. એટલે સ્પષ્ટ વિચારસરણીનો ખરો ક્રમ તો આ પ્રમાણે હોઈ શકે.—ધાર્મિક પરંપરાની વિશુદ્ધિ: એ વિશુદ્ધિનો સામાજિક કાર્યોમાં ઉપયોગ: અને એ સામાજિક પુરર્રચના દ્વારા નવા રાષ્ટ્રનું નિયોજન. વ્યક્તિમાં રહેલી વૃત્તિઓ એ જ છેવટનું રાષ્ટ્રનિયામક બળ છે—માટે આ વૃત્તિઓના શુદ્ધીકરણના પ્રયોગમાં રાષ્ટ્રનિયોજન રહ્યું છે—એમ સ્વીકારવામાં ન આવે, ત્યાંસુધી જે ફેરફારો થાય તે બહુ ઉપરછલા હોય ને થોડા વર્ષોમાં એ ફેરફારોનો પણ જનતાને ત્રાસ અને થાક લાગે.

## ગ્રામ પુનર્રચના

**અણુબૉમ્બે** આપણને સૌને એક રીતે જાગ્રત કર્યા. એણે બતાવ્યું કે માનવજીવનમાં સૌથી વધારેમાં વધારે મહાન વિનાશક શક્તિ તરીકે પણ વિજ્ઞાનની વસ્તુ હોઈ શકે. છતાં જે એને સર્જે છે એના કરતાં એ વધુ મહાન નથી. એટલે કે વ્યક્તિ કરતાં વિજ્ઞાન વધારે મહાન નથી. એટલા માટે આપણે સામાજિક રચનામાં એવા ફેરફાર કરવા જોઈએ કે જેથી દરેક વ્યક્તિમાં રહેલ સુંદર અંશનો વધુ ને વધુ વિકાસ થાય. તો જ અણુબૉમ્બ છતાં—આપણે એક સુખી સ્વસ્થ શાંત દુનિયા જોઈ શકીએ; અને આ વસ્તુસ્થિતિ શક્ય બનાવવા માટે ગ્રામજીવનની પુનર્રચના એ અત્યારની દુનિયાનો મહાન પ્રશ્ન હોઇ શકે. યાંત્રિક અને વૈજ્ઞાનિક વિદ્યા ગ્રામજીવનની પૂરવણી માટે છે: એ બન્ને વચ્ચેનો સંવાદ એ જરૂરી વસ્તુ છે.

ઔદ્યોગિક શહેરના વિકાસની પાછળ દુનિયા આંધળિયાં કરી રહી હતી. વધુ ઉદ્યોગ, વધુ ઉત્પાદન, વધુ વ્યાપાર, વધુ પ્રવૃત્તિ—અને એ સઘળાંના પરિણામ રૂપે વધુ યુદ્ધ—એ એક વખતનો દુનિયાનો કાર્યક્રમ હતો. આજે એમાં પલટો આવ્યો છે—ને પલટો આવેલો ન દેખાતો હોય તો એને આવ્યા વિના છૂટકો નથી. ઔદ્યોગિક શહેરને બદલે—શહેરનાં તમામ સાધનને સાધના ધરાવનારાં, પાસેપાસેનાં નાનકડાં ગ્રામજૂથો રચાય ને એ ગ્રામજૂથો શહેરની સગવડ ધરાવતા છતાં શહેરી જીવનનાં કલુષિત અંગો ન ધરાવે, એ

શાંત વૃત્તિની કેળવણીનો પાયો નાખી શકે છે. માણસની ચંચળ વૃત્તિના ઘણા ઊંડા અભ્યાસમાંથી આ બેરખાની યોજના થઈ છે. માણસને પાષાણ યુગમાંથી જેમ લોહયુગમાં આવતાં ઘણા ઘણા અનુભવોની આપ લે કરવી પડી હશે, તેમ આ 'બેરખા'નું સાધન શોધનારે પણ ઘણી ઘણી રીતે પોતાની વૃત્તિઓનો અભ્યાસ કર્યો હશે. આપણને જે વસ્તુનું આજે મહત્ત્વ રહ્યું નથી, એવી ઘંટી કે ગાડું પણ, શોધતાં શોધતાં માણસજાતની તો કસોટી થઈ હશે.

ખરી રીતે માણસ માટે સૌથી વધુમાં વધુ રસિક વિષય માણસ પોતે જ છે; જે માણસ, માણસ વિષે કાંઈક પણ જાણવા મથે છે, તે પોતા વિષે જ જાણવા મથે છે. એ રીતે ગણો તો માણસની વૃત્તિને થોડી પળની શાંતિને રસ્તે વાળનાર આ 'બેરખો' એ જેવી તેવી શોધ નથી.

એક વાક્ય છે કે, કોઈ પણ માણસ એની કૃતિ કરતાં વધારે મહાન હોતો નથી. એ વાક્યમાં જીવનનું અત્યંત કરુણ પણ ગુપ્ત રહસ્ય સુંપાયું છે. પોતે નિર્બળ બને એમ કોઈ પણ માનવ ઇચ્છતો નથી. નાનામાં નાનું છોકરૂં પણ પોતે સમર્થ બને એમ ઇચ્છે છે. પરંતુ જિવાતું જીવન એટલી બધી સંકુલ વૃત્તિઓનું ઘર્ષણસ્થાન છે, કે માણસ દોષ કરે, ભૂલ કરે, ગુનો કરે કે નિર્બળતા બતાવે, તો રણસંગ્રામમાં યુદ્ધે ચઢેલા યોદ્ધાને, જેમ આપણે હજારો ઘાવ ઝીલીને પાછો ફરતો જોઈએ અને એના પ્રત્યે પ્રેમ, સહાનુભૂતિ અને એની ટક્કર ઝીલી રાખવાની શક્તિ પ્રત્યે આનંદ દર્શાવીએ, તેવી જ રીતે જીવનસંગ્રામમાં હારેલા હરેક યોદ્ધાને માટે પણ પ્રેમ, સહાનુભૂતિ અને આનંદ દર્શાવવાં ઘટે. જિવાતું જીવન—એ આપણે માનીએ છીએ તેમ સીધું, સાદું, શાંત, રેખાજીવન હોતું નથી. હોઈ શકે પણ નહિ. કોઈનું હોય નહિ. મોટા મહાત્માથી માંડીને મુડદાલ સુધી હરેકનું જિવાતું જીવન એ અનેક પ્રકારની વૃત્તિઓના, સમજી શકાય તેવાં ને ન સમજી શકાય તેવાં, અકલ્પ્ય અને અગમ્ય સંઘર્ષણ

બૂજાની રણભૂમિ છે. એ રણભૂમિ વિષે જ્યાં યોદ્ધો પોતે જ બહુ ઓછું જાણે છે ત્યાં પ્રેક્ષક તો શું જાણે? એવી રણભૂમિ વિષે કાંઇ પણ ન બોલવામાં ઔચિત્ય રહ્યું છે. પરંતુ કાંઇક બોલવામાં જીવનના મૂળભુત સિદ્ધાંતોના અભ્યાસનો પ્રયત્ન છે. આવો પ્રયત્ન કરીએ તો એક વસ્તુ આપણને દૃષ્ટિગોચર થશે કે જુદા જુદા પ્રકારની વૃત્તિઓ દરેક વ્યક્તિને વળગેલી જ છે. એમાંની કેટલીક એના જન્મ પછી જન્મી હશે; તો કેટલીક માટે સામાજિક પરિસ્થિતિ જવાબદાર હશે; કોઇક વારસામાં પણ આવી હશે; કોઇકને માટે શિક્ષણ જ કારણ-રૂપ હશે. એમાંની કઇ કેવી રીતે આવી છે એ તો માનસશાસ્ત્રનો અથવા શુદ્ધ પરિભાષા વાપરીએ તો ચિત્તશાસ્ત્રનો એક રસિક વિષય છે. જે વૃત્તિઓ એના જન્મ્યા પછી જન્મી છે એને માટે એ સમાજને જવાબદાર છે ને સમાજ એને જવાબદાર છે. જે વૃત્તિઓ એના જન્મ પહેલાં જન્મી છે એને માટે એ પોતે પોતાની જાતને જવાબ-દાર છે. એ જવાબદારીનું સૂક્ષ્મતત્ત્વ એટલું બધું શાસ્ત્રીય અને છતાં અનિશ્ચિત જેવું જણાય છે કે વિદ્વાનો હજી એ વિષે એકમત થઇ શક્યા નથી. પરંતુ આ વૃત્તિઓનાં ચણતર અને ઘડતરનો જે સમય—તે સમય, જો શિક્ષણ અને સંસ્કારના ક્ષેત્રોમાં અવ્યવસ્થિત રીતે વહેં-ચાયેલો હોય, તો જીવનની ઘણીખરી નિર્બળતાનાં બીજ પણ આ સમય દરમ્યાન જ મળી રહે છે. સામાજિક રચના, વ્યક્તિના વિકાસ પ્રત્યે જો બેદરકારી બતાવે, તો એ બેદરકારીનું પરિણામ એણે સહન કરવું રહ્યું અને આપણે થોડો રાજદ્વારી કટાક્ષ વાપરીએ તો કહી શકાય કે એને પરિણામે જ કહેવાતા મહાન પુરુષોની બનેલી નાની ટોળકી સામે, નાના પુરુષોની બનેલી મહાન પ્રજાએ સતત લડવું રહ્યું. કારણ કે બહુમતવાદી ગણાતું રાજતંત્ર એ પણ છેવટે એક ટોળકી તંત્ર જ થઈ શકે છે પણ અહીં એ વસ્તુનું કામ નથી. Desire—કામના અને Determination વિવેકશક્તિ—એમની વચ્ચે વ્યક્તિના માન-સમાં સતત યુદ્ધ ચાલ્યા જ કરતું હોય છે. એ બન્ને એક જ વ્યક્તિમાં વસે છે. એમ પણ કહી શકાય કે દરેકનું વ્યક્તિત્વ

નક્કી કરનાર તત્ત્વો જ આ છે. પણ એ શી રીતે આવ્યાં ને શા માટે આવ્યાં એ અનિશ્ચયાત્મક વસ્તુ છે.

વધુ અભ્યાસ પહેલા પ્રશ્ન વિષે કરવો જરૂરી છે. જે વૃત્તિઓ માણસના જન્મ પહેલાં જન્મી છે એ એની પોતાની મિલકત છે. એના વિષે એ ધારે તો કાંઇક કરી શકે. ખરું કરવાનું પણ ત્યાં જ છે. જે વૃત્તિઓ માણસને વળગેલી છે તેનાથી તદ્દન અનભિજ્ઞ એવો જડસુ માણસ તો કોઇક જ હોય છે, પણ જે વૃત્તિઓ એને વળગેલી છે—એને શી રીતે વાળવી—અથવા તો એમને શી રીતે બીજી દિશામાં કામ કરતી કરવી—એ એટલો તો મોટો ચિત્તશાસ્ત્રનો પ્રશ્ન છે કે આના વિષે માણસોની સમક્ષ, જેમ રોગીઓની સમક્ષ ઘરગથ્થુ ઉપાયો મૂકવામાં આવે છે તેમ, સાદા ઉપાયો મૂકવાની હવે જરૂર છે. આપણે ઉપદેશ જોતો નથી; વિચારજીવનને ક્રિયામાં ઉતારવાનો રાજમાર્ગ શોધવો છે. એ રાજમાર્ગ યોજનારાઓ જો ચિત્તશાસ્ત્રના સાચા અભ્યાસી હશે તો સેંકડો, હજારો ને લાખો જુવાનોને જીવનનું દર્શન આપી જશે. અંગકસરત જેવો જ મનની કસરતનો એક વિષય છે. આપણા શિક્ષણનું એ સૌથી મહત્ત્વનું અંગ છે. મન ઘડવા માટેનો ખોરાક, એના જુદાજુદા પદાર્થોનું પૃથક્કરણ, શારીરિક વિકાસ, યોગશાસ્ત્ર, પ્રાણાયમ, પ્રાર્થના, શ્રમ, સંઘજીવન, ને વંશવિજ્ઞાન, એ બધાં અંગઉપાગોનું સૂક્ષ્મ અવલોકન કરી એમાંથી, હમેશના જીવનમાં ઉપયોગી એવાં અનુભવી સત્યો તારવીને મૂકવાનો પ્રયત્ન થવો જરૂરી છે. જે કોઈ આ કામ કરશે તેણે તરુણ પ્રજાને ઘડવાનો મહાન ધર્મ પાળ્યો કહેવાશે. વ્યક્તિગત રીતે માણસ પોતાને મળેલી વૃત્તિઓના અભ્યાસ કરી શકે અને એમાંથી શાંત રીતે, અત્યંત ધીરજથી, પોતાનો માર્ગ ઘડી શકે. કોઇકે એમ શિખામણ આપી હતી કે ગુસ્સો આવે ત્યારે દસ ગણવા. એણે :માણસની ઉશ્કેરાયલી નસોને શી રીતે બીજે રસ્તે લઈ જવાય એનો વ્યવહારુ માર્ગ બતાવ્યો હતો. માણસના જીવનને, અત્યંત આવેશથી, એક ભયંકર

ખડક ઉપરથી ફેંકી દે તેમ ફેંકી દેનાર, એને વારસામાં મળેલી સૌથી બળવાન વૃત્તિ, પ્રેમની વૃત્તિ—એ વિષે પણ આપણો અભ્યાસ એવો જ નિર્બળ છે. ઉપદેશ ને ધર્મ સિવાય બીજું કાંઈ જ જીવનદર્શનાત્મક સાહિત્ય જ આપણી પાસે નથી. વૃત્તિઓનો પણ અભ્યાસ કરવામાં આવે તો એમાંથી જીવનસામર્થ્ય શી રીતે જાળવી શકાય એનો કાંઈ ને કાંઈ માર્ગ મળેઃ એક વસ્તુ છે કે, જેમ શરીરને ઘડવા માટે શરીરને કસવું જરૂરી છે, તેમ મનને ઘડવા માટે મનને જ કસવું જરૂરી છે. અને માણસ પોતે જ એ કરી શકે. બીજાનો અનુભવ તો જરૂરી વ્યવહારુ સત્યો જ આપી શકે. એવું થાય તો જ વિચાર અને ક્રિયા વચ્ચેનું અંતર ઘટે. આ અંતર જેટલું ઓછું તેટલો માણસ વધારે બળવાન. આપણી વૃત્તિ અભ્યાસીની હોત તો ચિત્તશાસ્ત્રના નિયમોને ક્યારના પ્રજામાં વહેતા મૂકયા હોત કે જેથી, જે કોઈ માણસ પોતાની વૃત્તિઓ સાથે યુદ્ધમાં હોય, એને બીજું કાંઈ નહિ તો ઘર-ગથ્થુ ઔષધ તો મળી રહે. આ વિષયને સાદી ભાષામાં મૂકવાનો કોઈ પ્રયત્ન થયો નથી. હવે એ સમય આવ્યો છે કે જ્યારે રેડિયોની માફક જુવાન માણસો મન વિષે પણ કાંઈક જાણતા થાય અને યુનિવર્સિટીમાં બેઠેલાઓએ પણ વિચારવાનો પ્રશ્ન ઊભો થશે કે કેવળ પરીક્ષા અને ગોખણપટ્ટી એ જીવનચરિત્રને નિર્બળ બનાવનાર વસ્તુઓ તો નથી નાં ?

આ દૃષ્ટિએ વિચારતાં બેરખો એ વૃદ્ધો માટે જ નહિ, જુવાનો માટે પણ એક આવશ્યક વસ્તુ બની જવી જોઈએ. જીવનમાં ઘણી વસ્તુઓ એવી પણ હોય છે કે જે સમજ્યે વગર સમજ્યે ક્રિયામાં મૂકવાની શરૂઆત કરો તો જ સમય જતાં એનું રહસ્ય મળે. કુદરતી ક્રમ પણ એ જ લાગે છે. વાક્ય બોલનાર શિશુ એનું વ્યાકરણરૂપ પહેલાં હાથ કરવા પ્રયત્ન કરે તો એ કોઈ દિવસ ભાષા શિખે જ નહિ. આ બેરખા વિષે પણ એવું જ છે. થોડી થોડી શાંતિની પળોના અભ્યાસથી ચિત્ત કેટલું શાંત થાય છે એ જાણવા માટે પહેલાં આ

માત્ર તેર જ મણકાથી શરૂઆત કરવી જોઇએ. ત્યારપછી અઢાર સત્તાવીશ કે એકસો આઠ મણકા તરફ જવું. આપણી પોતાની તંદુરસ્તીમાં આપણે મનનો કાંઈ હિસાબ જ ગણતા નથી. એ હિસાબ રાખતા હોઇએ, તો દરેક માણુસ પોતે, આજ કેટલી પળ તદ્દન શાંત રહી શક્યો એનો ખ્યાલ કરે જ.

જીવનમાં આવનારા મહાન પ્રસંગો માટે પણ માનસિક વ્યાયામ હોવો જરૂરી છે; એ વિના માણુસ ખરેખરી કસોટીની પળ જાળવી શકે નહિ. આપણે ક્યારે સમજીશું કે આપણાં કેટલાંક સાદાં સાધનો અને સત્યો આપણે ફરી વસાવ્યે જ છૂટકો છે? બેરખો એવું જ એક સાધન છે. એ નિર્બળનું અમોઘ શસ્ત્ર જ નથી, સબળને સામર્થ્ય આપનાર સાધન પણ છે; હરેક જુવાન માણુસ પણ એનો, પોતાના માનસિકશાંતિના સાધન લેખે, નિત્યજીવનમાં ઉપયોગ કરે તો એમાંથી એને ઘણું મળી રહેશે એ નિઃસંશય છે.

## *પવિત્ર અને પતિત

**પછી** શહેરનો એક ન્યાયાધીશ ઊભો થયો અને તેણે કહ્યું : 'પ્રભુ ! ગુના વિષે અને ગુનાની શિક્ષા વિષે કાંઈક કહો.'

અને તેણે જવાબ આપ્યો: 'જ્યારે તમારો આત્મા ભ્રમમાં કે ભ્રમણામાં પડી જાય છે ત્યારે તમે અનાત્મ એવા એકલા અને અણજાણ, પાપકર્મ આચરી બેસો છો અને તેથી જેટલો અન્યને તેટલો જ તમારી જાતને પણ અન્યાય કરો છો.

અને આ અન્યાય માટે તમારે તમારી જાતને એ મહાન ન્યાયાધીશના સાન્નિધ્યમાં રજુ કરવી જોઈએ અને એના પ્રત્યુત્તરની રાહ જોતા થોભવું જોઈએ.

તમારો આત્મા—એટલે તમારો ઈશ્વરી અંશ—સમુદ્ર જેવો છે; તે નિરંતર સ્વચ્છ અને સુંદર રહે છે. આત્મા, હવા જેવો છે; જેને પાંખ હોય તેને જ માત્ર એ ઉડ્ડયન આપી શકે છે. તમારો આત્મા સૂર્ય જેવો છે. તે સર્પના દરમાં માર્ગ કરતો નથી કે રજકણના રસ્તાનું એને ધ્યાન નથી. પણ તમારા પોતાનામાં કેવળ તમારો આત્મા એકલો જ રહેતો નથી; બીજી પણ કેટલીક વસ્તી દેહરૂપી નગરીમાં વસે છે; દાખલા તરીકે તમારું કેટલુંક અવિકસિત સ્વત્વ ત્યાં હોય છે; કેટલુંક સ્વત્વ સુપ્ત પણ હોય છે; પરંતુ હું તો તમને અંધકારમાં ગોથાં ખાતા અતિશય અવિકસિત માનવ વિષે, તેમ જ તમારામાં રહેલા માનવ વિષે કહેવા માગું છું. કારણકે પેલો અવિક-

* ખલિલ જિબ્રાન ઉપરથી.

સિત લઘુ-માનવ કે તમારામાં રહેલો અણુવિકસ્યો માનવ—એ પાપ-કર્મ આચરે છે; તમારો આત્મા નહિ.

ઘણી વખત કોઈના અન્યાય વિષે તમે બોલો છો, ત્યારે જાણે અન્યાય કરનાર તમારા પોતાનાથી કોઈ ભિન્ન હોય એવી રીતે તમે બોલો છો. જાણે કે આ દુનિયામાં કોઈ અજાણ્યો પેસી ગયો હોય!

પણ પવિત્રમાં પવિત્ર ને ન્યાયીમાં ન્યાયી પણ તમારી અંદર ઊચ્ચ સ્થાને વિરાજેલ તત્ત્વ કરતાં વધારે ઊચ્ચ નથી; તેવી જ રીતે અધમમાં અધમ ને નિર્બળમાં નિર્બળ પણ તમારી અંદર વસેલ અધમ કરતાં વધારે અધમ નથી.

અને જેવી રીતે વૃક્ષનું માત્ર એકલડોકલ એકાકી પાન પીળું પડી જાય અને બીજાં લીલાંછમ રહે, એમ જેમ બનતું નથી, તેમ જ એ પાન પીળું પડે, એની આખા વૃક્ષને ગુપ્ત અગોચર રીતે જાણે કે જાણ હોય છે, તેવી જ રીતે પાપકર્મ આચરનાર હરકોઈ, તમારી ગુપ્ત અને સંપૂર્ણ ઇચ્છા વિના પાપકર્મ આચરી શકે નહિ.

તમારો સઘળાંનો જાણે કોઈ મહાયાત્રામાં નીકળેલો ને સાથે ચાલતો સંઘ છે. તમારામાં બન્ને છેઃ તમે જ માર્ગ છો અને તમે જ માર્ગે ચાલનાર માર્ગી પણ છો. અને જ્યારે તમારામાંનો કોઈ પડે છે, ત્યારે એના પછી આવનાર સઘળાને, માર્ગમાં રહેલ પથ્થરના ભયનું જાણે કે સૂચન કરવા માટે એ પડે છે. તેમ જ એની આગળ વધી ગયેલા માટે પણ એ પડે છે. આગળ ગયા છતાં એમણે પાછળના માટેના ભયનું નિવારણ કર્યું ન હતું.

અને તમારા અંતઃકરણ ઉપર કોતરાઇને કાયમ રહે એવા આ વધારે શબ્દો પણ કહેવાના છે.

જેનું ખૂન થયું એનું ખૂન કેવળ આકસ્મિક ન હતું; જે લૂંટાયો તે કેવળ નિર્દોષ છતાં લૂંટાયો એમ નથી; જે પોતાને ખરો માને છે, તે ખોટાના કરતાં વધારે ખરો નથી; પોતાને સ્વચ્છ માનનારનો પણ લોહીના બિંદુમાં ભાગ હોય છે; અપરાધી, એ ઘણી વખત, જેનો એણે અપરાધ કર્યો એના સકંજામાં પડેલો હોય છે. અને વધુ તો

અપરાધી, એ, બીનઅપરાધી અને સ્વચ્છ સૌનો માત્ર ભાર વહેનાર બને છે એટલું જ. ન્યાયને અને અન્યાયને, સારાને અને નરસાને, તમે એકબીજાથી તદ્દન વિભિન્ન ન કરી શકો. કારણકે એ બન્ને સાથે જ ઊભાં છે. કાળા અને ધોળા દોરાની એક વણાટ હોય એવાં એ બન્ને છે. જ્યારે કાળો ધાગો તૂટે ત્યારે વણકર તો આખી શાળને તપાસે છે ને શાળ પર ચડેલા આખા વેજાને જુએ છે. અનીતિમાન પત્નીને શિક્ષા માટે લાવનાર, પતિનું અંતઃકરણ પણ તપાસે અને એના આત્માનું પણ નિદાન કાઢે. શિક્ષા કરનાર પોતાની જ વૃત્તિમાં દૃષ્ટિ કરે, અને સુકાં વૃક્ષ ઉપર કુહાડાનો ઘા કરનાર એનાં મૂળિયાંની દશા તપાસે, તો એને માલુમ પડશે કે, સુક્કાં અને લીલાં સઘળાં જ વૃક્ષોનાં મૂળ એકબીજા સાથે ગુંથાયેલાં છે. અન્યાયી અને ન્યાયી, સાચી અને ખોટી, પવિત્ર અને અપવિત્ર, અપરાધી અને બીનઅપરાધી એ સઘળી જ વૃત્તિઓ એકબીજાથી જુદી નથી; તેમ જ એકબીજાના પડઘામાંથી ઉત્પન્ન થનારી છે. અને તમે ન્યાયાધીશો દેહને દંડ આપો છો પણ વૃત્તિને શું કરી શકો છો? અને વૃત્તિમાં જ જ્યાં ક્રિયાનું રહસ્ય છે ત્યાં આ ન્યાય, ન્યાયાધીશી, કાયદાબાજી અને શબ્દલીલા કેટલી પાંગળી અને પાગલ અને અપંગ રમતમાત્ર છે! પાપના પ્રમાણમાં વધારે ભારે ગણાય એવું પ્રાયશ્ચિત્ત જેમણે, શરૂ કર્યું છે, અને જે માટે કાયદો અસ્તિત્વ ધરાવે છે—માનવજાતની સુધારણા માટે–એની જાત સુધારણામાં પગલું માંડયું છે એવાની ન્યાયતુલા ધરવાનું તો તમારું પોતાનું સામર્થ્ય કેટલું? અને એવો તો કોઈ અપરાધી નથી કે જેના અપરાધમાં ન્યાયાધીશનો પોતાનો હિસ્સો પણ ન હોય.

માનવ માત્રનો દેહ મંદિર હોય તો પાયાનો હલકામાં હલકો પથ્થર પણ શિખરના ટોચના પથ્થર જેટલો જ મૂલ્યવાન છે. અને આ જે સમજે છે તે ન્યાય સમજે છે. કાયદો સમજવો એટલે જ ન્યાય નથીઃ કાયદાનો અર્થ બેસારવો એ પણ ન્યાય નથીઃ ન્યાય તો આ છે—પ તિ ત અને પ વિ ત્ર–સૌ એક પંક્તિમાં ઊભેલા છે.

# કવિતા

**કલ્પનાજન્ય** અસત્ય કે પરમસત્ય? આ પ્રશ્ન થવો સ્વાભાવિક છે. સાધારણ રીતે વ્યવહારમાં કવિતાને કલ્પનાજન્ય અસત્ય જ ગણવામાં આવે છે. એમ જ હોય. શરીરનો અમુક ભાગ વિકારગ્રસ્ત થાય છે, ત્યારે ખરી રીતે શરીરની સમગ્ર રચનામાં એ દોષ ફેલાયલો હોય છે. માનવશરીરને લાગુ પડતું એ સત્ય પ્રજાશરીરને પણ લાગુ પડે છે. પ્રજાપતનની પારાશીશીમાં કવિતાને પણ સ્થાન છે. પ્રજા પડે છે ત્યારે સઘળું પડે છે. સૌથી પહેલાં પડે છે એની સૌન્દર્યભાવના. સૌન્દર્યભાવના વિકૃત થાય, પછી પ્રજાનું પતન—એ સદી બેસદીનો નહિ—પણ દસ વીસ વર્ષનો સવાલ છે. કારણ કે સાચી શક્તિનું મૂળ બીજ—એનાં મૂળ તત્ત્વો—સૌન્દર્ય સત્ય અને અહિંસામાં જ રહેલ છે. અહિંસા એ સત્યનું નહિ પણ સૌન્દર્યનું બીજું નામ છે. એક રીતે તો એ ત્રણે શબ્દોમાં એક જ ભાવનાનો ધ્વનિ છે. જે મનુષ્ય સૌન્દર્ય જોઈને—બેહૂદાંમાં કે નાટકોમાં દેખા દે છે તેવું નહિ—પણ સાચું સૌન્દર્ય—વજ્ર જેવા ખડકમાં રતિની મનમોહન આંખ જેવું એકાદ લાલ ફૂલ, કે હિમાદ્રિની કોઈ અજાણી પગદંડીએ દેવદારૂના વૃક્ષની છેલ્લી ટોચ પર મધુર સ્વરે ગાતું નાનું પંખી, કે ઉષાનું વેદની ઋચા જેવું રમણીય નૃત્ય કે સેંટ રુથ ડેનીસનો મારવાડી સ્વાંગ, કે પરસેવે રેબઝેબ નીતરતા વૃદ્ધ મજુરનું પોતાના એકના એક પુત્ર માટે શરીરનું ઘર્ષણ કે કે ગટરની દુર્ગંધમાં

છેલ્લો શ્વાસ લેતું મજુરશીશુ—જે મનુષ્ય જીવનનાં આ પરમસત્યો જુએ છે, તે સાચું સૌન્દર્ય જુએ છે. એ સૌન્દર્ય એને મૂળમાંથી હલાવી મૂકે તો એ પોતાના આંતર શબ્દને—પથ્થરમાં, લાકડામાં, સંગીતમાં, રંગમાં કે ભાષામાં, પ્રજા–કલ્યાણ માટે, મૂકવાની જરૂરિયાત જુએ છે. આ જરૂરિયાત આંતરપ્રોત્સાહનને મળતું સંવેદન છે, અને હરેક મહાનપુરુષે એને પિછાન્યું છે. જે મનુષ્ય એ સંવેદન ભાષામાં મૂકે છે તે કવિ છે, કારણ કે વસ્તુની પાર રહેલું પરમસત્ય તે જુએ છે. જ્યાં બીજાને કેવળ રંગ દેખાય છે, ત્યાં એને એ રંગમાં ગુપ્ત રહેલું સંગીત દેખાય છે. જે મનુષ્યનું અંતર આવી વૈજ્ઞાનિક દૃષ્ટિ ધરાવે છે તેને કવિ કહે છે. જ્યાં બીજાને મજુરનો પરસેવો માત્ર દેખાય છે, ત્યાં કવિને, લોહીનીગળતું યુદ્ધ દેખાય છે. જ્યાં બીજાને રશિયાનો કંગાલ ખેડૂત નજરે પડે છે ત્યાં ટૉલ્સ્ટૉય, ઝારનો શિરચ્છેદ જુએ છે. જ્યાં દુર્યોધન માત્ર દ્રૌપદી જુએ છે, ત્યાં વિદુર મહાભારત નિહાળે છે.

સૌન્દર્યનો એક નિયમ છે કે તે પ્રમાણ માગે છે. ઢગલાબંધ ખડકેલા પૈસા પાસે, ચીંથરે હાલ ઊભેલો મજુર—એમાં પ્રમાણ નથી, માટે સૌન્દર્ય નથી, માટે સત્ય નથી, માટે એ દેખાવ ભ્રમ હોવો જોઇએ. એટલે કવિઓ આ વસ્તુસ્થિતિની પાછળ રહેલું પરમસત્ય ગાવા માટે પોતાની વીણા ઉપાડે છે. હિમાલય જેવા, આકાશ સુધી પહોંચતા, મહાપર્વતની એકાદ અજાણી પગદંડીએ, કાંઈપણ હેતુ વિના ગાતું નાનું પક્ષી જોઇને, એના સ્વાનંદની પાછળ રહેલ પરમસત્ય નિહાળી, એકાદ રખડતા શેલીને કાવ્ય સ્ફુરે છે, કારણ કે વિશ્વસંકલનામાં એ દૃશ્યનું સાચું પ્રમાણ શોધવાની એની આંતરવૃત્તિ જાગે છે. 'શતદલપદ્મમાંપોઢેલ' 'પરિમલ' એ અકસ્માત ન હોઇ શકે—એ સત્ય જાણનાર કવિને—એકાદ ફૂલ હરિદર્શન નિમિત્તની પગથી જેવું લાગે તો, એને કલ્પનાજન્ય અસત્ય ગણીને હરકોઈ મસ્કરીમાં હસી શકે—કારણ કે હસવામાં મહેનત ઓછી છે; સમજવામાં મહેનત

વધારે છે. અને માણસને મહેનત ગમતી નથી. પણ એ છે પરમ સત્ય.

સંસ્કૃતિમાં શાન્તિપતાકાનો વિજય જોનાર રોરિકે એક જગ્યાએ લખ્યું છે કે મુશ્કેલી શોધવામાં છે, મેળવવામાં નથી. મેળવી હરકોઈ શકે, શોધી શકે, માત્ર પરમસત્યના ઉપાસકો. ઐતિહાસિક રામ હો કે ન હો–તુલસીદાસે 'પ્રાન જાય અરુ બચન ન જાઈ'–એ સત્યની સંજ્ઞા રૂપે એને વાપરીને એ શબ્દમૂર્તિ શોધી, અને પોતાના ચૈતન્ય વડે એને અમર કરી મૂકી. જંતરડામાંથી ખેંચાતા તારમાં જ્યાંસુધી શક્તિ હોય ત્યાં સુધી એ અખંડ રહે છે. સમયના અનેક બળમાં રામનું અથડાતું નામ ત્યાં સુધી અખંડ રહેશે, જ્યાં સુધી વાલ્મિકી કે તુલસીદાસે પરિશુદ્ધ કરેલી એની શબ્દમૂર્તિમાં ચૈતન્યનો અંશ હશે. ક્રાન્તદર્શી કવિઓ વિના કોઈ પ્રજા જન્મતી નથી, જીવતી નથી, ઘડાતી નથી. હમણાં જ કયાંક વાંચ્યું કે વીરરસનાં કાવ્યો ગાનાર કવિઓ હોય–પછી ભલેને, સ્વતંત્રતાને બાંધનાર જંજિરો પણ હોય.

રાષ્ટ્રમાંથી જ્યારે જ્યારે કોઈ પણ વસ્તુસ્થિતિનું પ્રમાણ નાશ પામે છે, ત્યારે, ગીતાગાનારે કહ્યું છે કે હું જન્મ લઉં છું–અને ભૂત-ળના ફેરફાર સમજનારને ખબર છે કે પૃથ્વીના આંતર રસો અગમ્ય કારણોથી એકાદ હિમાલય રચી કાઢે છે, કે એકાદ રાજસ્થાની સમુદ્ર છૂપાવી દે છે; માનવસમાજમાં પણ એવા જ આંતરરસો વહી રહ્યા છે. જ્યારે પ્રમાણમાત્રનો નાશ થાય છે, ત્યારે કવિઓએ, બાહુ ઊંચા કરીને પોકાર કર્યો છે કે સંયમ કેળવો, સંયમ કેળવો, સંયમ કેળવો. માણસે જેવો પોતાના આંતરજીવનમાં તેવો જ બહારના જીવનમાં સંયમ કેળવવાનો છે. સંયમ વિના સૌન્દર્ય ટકી શકે નહિ, સત્ય જન્મી શકે નહિ, વસ્તુસ્થિતિ નભી શકે નહિ. સંયમ એ જ ધર્મ છે. અને ધર્મ વડે જ પ્રજા ટકી શકે છે. કાંઈ હેતુ વિના કેવળ યાંત્રિક બળથી, કે પરિસ્થિતિનો લાભ લઈને મેળવેલી લક્ષ્મી–સમાજમાં અસંખ્ય બેકારો અને નિર્ધનો જોવા છતાં, મનુષ્ય, પોતાના કબજામાં રાખી મૂકે, તો એવી ગુણહીન સંગ્રાહકતા, ઉકરડાની પેઠે અનેક

પ્રકારનાં વિનાશનાં જંતુ નિપજાવે. આ ઉદ્વેગ જોવા છતાં ન જોવાનો માણુસ ઢોંગ કરે કે દલીલ કરે, તો સમાજમાં સંચરતા અનેક ભયંકર આંતરરસોને જન્મ આપે. સમાજની આવી સ્થિતિ થાય ત્યારે કવિઓ કહે છે કે, 'સંયમ કેળવો, સંયમ કેળવો; સંયમ કેળવો.' શું મેળવ્યું એ ન જુઓ, કેવી રીતે મેળવ્યું એ જુઓ.

એ રીતે તો જાણે હાલનો કવિ પક્ષવાદી હોય અને પરમસત્ય ન જોતો હોય એમ લાગે છે–જાણે એને વર્તમાનયુગનો પવન ગુલાબના ફૂલની સુગંધ ગાવાને બદલે ગુલાબના કાંટાનું ગાણું ગાવા પ્રેરતો હોય એમ લાગે છે–પરંતુ પરમસત્યનું દર્શન, કવિઓ, યુગદર્શનમાંથી કરે છે. જેવી રીતે સૂક્ષ્મદર્શક યંત્રમાંથી મચ્છરને જોનારો કુશળ વૈદ્ય મચ્છરની સૂંઢને જોઇને એમ કહે કે હું મેલેરીયા જોઉં છું, તો એનું વચન ખોટું નથી, તેમ, સમાજની પ્રાણુહીનતા જોઇને કવિઓ, આમાં સૌન્દર્ય નથી પરંતુ કોઈ આગામી લોહીનીગળતું યુદ્ધ છે એમ બોલે, તો એમાં પક્ષવાદ નથી, પણ દૂરની સ્થિતિનું વસ્તુદર્શન જ છે.

સાધારણ જનસમૂહથી વધારે દૂર–અને સાચું જોઈ શકે છે, માટે જ કવિ એકલો છતાં એકાકી નથી. માત્ર એણે આંતરપ્રોત્સાહનથી પ્રોત્સાહિત થઇને–અને નહિ કે જનસમુદાયના અભિપ્રાયથી દોરાઇને–પરમાત્માની શ્રદ્ધા કેળવવી જોઇએ. એને ખાત્રી હોવી જોઇએ કે એ જે ગાય છે, એ એના જીવનની સાચી શક્તિ અને ખરી જરૂરિયાત છે. જરૂરિયાત વિના લખેલો હરેક શબ્દ–એક બૌદ્ધકાલીન કથામાં આવે છે તેમ–તેના રચનારનું કેદખાનું છે.

ઉગ્રમાં ઉગ્ર જીવનમાં, વાદળા ઉપર રૂપેરી કોર દેખાય છે ને કુમાશ દેખાય છે, તે કુમાશ કવિતાની છે. જેના જીવનમાં કોઇ પણ દિવસ કવિતા નહિ સ્ફુરેલી તેવો મનુષ્ય, અશક્ય નહિ તો અસંભવિત તો છે જ.

'ઈશ્વર ક્યાં છે?' એ પ્રશ્નનો જવાબ 'ઈશ્વર ક્યાં નથી?' એ પ્રશ્નમાં જ આવી જાય છે. કવિતા એટલે શું અને એ ક્યાં છે?

એનો જવાબ પણ એમ જ આપી શકાય. કવિતા ક્યાં નથી એ બતાવો એટલે કવિતા ક્યાં છે તે બતાવું. મોટા મોટા મહેલથી માંડીને ગરીબની ઝુંપડી સુધી, શયતાનના પથ્થર જેવા હૃદયથી માંડીને કુમળા બાળકના અંતઃકરણ સુધી અને સહરાના રેતીના મેદાનથી માંડીને ઉત્તરધ્રુવના બરફ સુધી કવિતા સર્વવ્યાપી છે. કવિતા અને જીવનઃ અથવા કવિતા અને પ્રેમ, અથવા કવિતા અને સૌન્દર્ય, એ સઘળાં એકજ અર્થના સૂચક દ્વંદ્વો છે.

દરેક મનુષ્યના જીવનમાં એક ક્ષણ એવી આવે છે કે જ્યારે એની નબળાઈ, સંકુચિત મનોદશા, વ્યાવહારિક કટુતા, નિરાશા ને નિરુત્સાહ, સઘળાં સરી જાય છે. એક ક્ષણને માટે જાણે કે એ, જીવનમાં પ્રેમ, પ્રોત્સાહન પ્રાણ ને સૌન્દર્ય જુએ છેઃ જીવનમાં અર્થની પાછળ અર્થ એમ બ્રહ્માંડના ગ્રહોની જેમ અર્થની પરંપરા જુએ છે, ત્યારે પોતાના અંગુલી સ્પર્શથી એ પોતાની વીણા જગાડે છે અને એના જીવનમાં કવિતા સ્ફુરે છે. કવિતા, જીવનનો મર્મ બતાવે, સર્વ વ્યાપી પ્રેમનું આવાહન કરે, સત્યને જુએ, પણ એ સઘળા દર્શનમાં એકતા છે. બ્રહ્માંડની અનેક વિવિધતામાં હરઘડીએ એકતા દેખાય છે તેવી.

મનુષ્યમાં આશા ન હોય તો પછી જીવન જેમ સુક્કું બની જાય છે, તેમ મનુષ્યમાં કલ્પના ન હોય તો જીવન સંકુચિત બની જાય છે. મનુષ્ય જેટલા ક્ષેત્રમાં ફરે છે તેટલા જ ક્ષેત્રને સર્વસ્વ માને, અને કલ્પના માટે જીવનમાં સ્થાન જ ન રહે તો એનું જીવન એટલું સંકુચિત લાગશે કે પછી એને જીવનમાં કાંઈ આનંદ જ ન રહે.

એથી વધુ, જે મનુષ્યમાં કલ્પના નથી, તેનામાં કવિતા પણ નથી. કવિતા જીવનને કુમાશ આપી, બીજાનું દષ્ટિબિંદુ સહાનુભૂતિથી જોવાની તક આપે છે. કવિતા એ રીતે જીવનને વધારે વિશાળ વધારે સુંદર, અને વધારે સંગીન બનાવે છે. કદાચ એવું બને કે

જ્યારે દરેક મનુષ્ય કવિતાને ધિક્કારવા માંડે–અને નરી વ્યવહાર ભૂમિ ઉપર વસવા માંડે–એક લેખકે કલ્પના કરી છે કે, સહાનુભૂતિ ભરેલા અસત્યના લેશ પણ જ્યારે તલવારની ધાર જેવું સત્ય–મિશ્રણથી દૂર સત્ય જેમાં ફેલાય, તો દુનિયા એટલી ભયંકર થાય કે મનુષ્ય એના કરતાં મૃત્યુને વધારે પસંદ કરેઃ તેવી જ રીતે જ્યારે મનુષ્ય એટલો નર્યો વ્યવહારુ બને કે માત્ર—નક્કર હકીકત જ પસંદ કરવા માંડે, ત્યારે પણ એવો જ પ્રલયકાળ પ્રગટે.

પણ લોકો ઘણી વખત ચાર લીટીની કવિતાને જ કવિતા સમજતા લાગે છે; જે રાગ કાઢીને ગાઈ શકાય. ખરી વાત તો એમ છે કે જ્યારે જ્યારે મનુષ્ય નક્કર વ્યવહારથી જરાક પણ દૂર ખસે ત્યારે એ કલ્પના ને કવિતાના પ્રદેશમાં છે એમ ગણી શકાય. એ રીતે દરેક મનુષ્યમાં કલ્પના છે. દરેક કવિ છે; કારણ કે ભાવભીનું લાગણી ભર્યું મનુષ્યત્વ એનામાં છે. લાગણીના અતિરેકથી કંટાળીને કેટલાક તાર્કિકો એને બીન જરૂરી આવેશ માને છે, પણ બુદ્ધિનો પોતાનો વ્યાપાર, જ્યારે જીવનમાં નર્યા સત્ય કરતાં સહાનુભૂતિના તત્ત્વને વધારે મહાન ગણવા પ્રેરાય છે, ત્યારે એ વ્યાપાર લાગણીથી પ્રેરિત છે એમ કહેવાય. અને લાગણીને એ અર્થમાં જ લેવી ઘટે છે. એ દૃષ્ટિએ જેનું મનુષ્યત્વ વધારે વિકાસ પામ્યું છે તે વધારે સારો કવિ છે. પ્રજાનો સર્વોત્તમ મનુષ્ય સર્વોત્તમ કવિ હોઈ શકે. પછી એ લોકપ્રિય હોય કે નહિ એ સવાલ જુદો છે. લોકપ્રિયતા એ કેટલીક વખત મોટું કાટલું છે, ને જૂઠું માપ છે. ભવિષ્યમાં અશ્રદ્ધા ધરાવનાર માટે એ સંતોષનું સાધન છે ખરું, પણ એણે ઘણું ખરું દગો જ આપ્યો છે. ને લોકપ્રિય મનુષ્યો મસાણમાંથી ફરી બેઠા થાય તો તેમણે પ્રતિષ્ઠા માટે જે દોડાદોડી કરી—આ સંસ્થા તે સંસ્થા આ મંડળ ને તે મંડળમાં—જે ધમાલ મચાવેલી, તે કેટલી ક્ષણજીવી નીવડી એ જોઈને તેમનો આત્મા જો રડી શકતો હોય તો–જીવનની અસત્ય પ્રતિષ્ઠા માટે કરેલી ભૂલો સંભારીને રડે.

એટલે કવિતા તો જીવનમાં કુમાશ પ્રગટાવે. ઉત્સાહ આપે. આશા સીંચે, વિકાર શમાવે, મનુષ્યત્વ ખીલવે અને દુનિયાને સુંદર દેખાડે: કવિતા જીવનનું આવશ્યક રસાયન છે. એકલી નક્કર હકીકતો ઉપર મનુષ્ય કોઈ દિવસ જીવ્યો નથી, અને કોઈ દિવસ જીવશે પણ નહિ, અને જીવી શકે પણ નહિ.

જીવનનું ખરું અવલંબન દુઃખમાં કવિતા છે: અને સુખમાં પણ કવિતા જ છે. જીવનની જે જે પળ સુંદર હોય છે ને સૌન્દર્યની દૃષ્ટિએ જીવાય છે તે દરેક પળ ઉત્તમપ્રતિની કવિતાથી ભરપૂર છે. આવું જીવન જાણવાની ટેવ ઘણાને હોતી જ નથી. હોય છે તેમાંથી એ પળને શબ્દમૂર્તિમાં સરજવાની શક્તિ બહુ થોડામાં હોય છે, એ થોડામાંથી પણ, એ સૌન્દર્યદર્શન વ્યક્તિગત અનુભવ ન રહેતાં, સમાજનો સર્વવ્યાપી અંશ બને એવી રીતે કહેવાની શક્તિ, તો વળી વધુ વિરલ છે. મહાકવિ—એ યુગની સંસ્કારમૂર્તિ તેમ જ યુગ-યુગાંતરની સંસ્કૃતિમૂર્તિ હોઈ શકે. એનામાં ત્રણે કાળની દૃષ્ટિ છે. એનું દર્શન ઘણાં વર્ષો સુધી ઘણાંને દોરે છે. એની કવિતામાં ખરું અમરત્વ છે અને એવી કવિતા પ્રજાની સર્વોત્તમ સમૃદ્ધિ છે.

ઘણી વખત ભવ્ય શહેરો પોતપોતાની સર્વોત્તમ પળમાં અતિશય સુંદર મકાનો જોઈને, રેલછેલ થતી સમૃદ્ધિ જોઈને, અને હાલકડોલક થતી જનતાને નિહાળી, પોતપોતાની અમરતાનાં આ ચિન્હો જોઈને રાચ્યાં છે. પણ રોમ પડયું, પાટલીપુત્ર ગયું, વિજયનગર રોળાયું—અને તેના ભગ્ન અવશેષો છેક ચેતનહીન પડયાં રહ્યાં. રહ્યાં, માત્ર તે જમાનાનાં કે પછીના જમાનાનાં સર્વોત્તમ કવિએ દોરેલાં શબ્દચિત્રો! આ યુગમાં હવે, મનુષ્ય જ્યારે આત્મા વિષે ઓછી ને ઓછી વાતો કરે છે, ત્યારે તે પોતે સમજી શકે એવું સાદું સત્ય મળી આવશે કે ન દેખાતી વિજળીમાં અતુલ બળ રહ્યું છે તો એ ઉપરથી જ અનુમાન કેમ ન થાય કે 'શબ્દ'માં એથી પણ વિશેષ બળ હોઈ શકે? શિવાજીના પિતા શાહજી હતા એ

વાત સાચી. દાદાજી કોંડદેવે એને ઉછેર્યો એ પણ સાચું. રામદાસની અસર પણ ખરી. પરંતુ એ બધું છતાં એનું સર્જન જે અદ્ભુત વ્યક્તિઓ પાસેથી પ્રેરણા પામ્યું તે, વ્યાસ, વાલ્મિકી, મહાભારત અને રામાયણ પણ નહિ? વિજ્ઞાનની રીતે એમ ન કહેવાય કે વ્યાસ વાલ્મિકીની શબ્દસૃષ્ટિ—પાંચ હજાર વર્ષ સુધી ચાલે તેટલું બળ ધરાવે છે? જેમ કાવેરીના ધોધમાંથી પ્રગટતો વિજળીપ્રવાહ સીતેર માઇલ દૂર બેંગલોરમાં દિવા કરી જાય છે, તેમ શબ્દ એ વધારે અદશ્ય અને સુકોમળ છે માટે એમાં વધારે બળ છે, અને પાંચ હજાર વર્ષ પછી પણ એ દિપક પ્રગટાવી શકે છે. કવિતામાં પ્રગટ થયેલ આ શબ્દબ્રહ્મ અને એ શબ્દબ્રહ્મને જાણવાની જોવાની ને માણવાની શક્તિ એ જ પ્રજાકીય બળ, એ જ પ્રજાનું ચેતન. જે પ્રજા ખરી કવિતા કરે નહિ, સમજે નહિ, જાણે નહિ, કે માણે નહિ તે કોઇ દિવસ પ્રજા તરીકેનો સંસ્કાર મેળવે પણ નહિ. જીવનની સર્વ દષ્ટિ અને બળ કવિતામાંથી જ આવવાં જોઇએ. એ જ વિકાસક્રમ છે.

# ગુજરાતનો વીરકવિ નર્મદ

ગુજરાતના વીરકવિ નર્મદનો આ અભ્યાસ એનું સાહિત્ય-મૂલ્યાંકન કરવા માટે નથી; પણ એના જીવનકથનમાંથી મળતી હકીકતો દ્વારા નર્મદમાનવનું રેખાંકન કરવા માટે છે. હૂંડી તાકાત માણસ શી રીતે મેળવી શકે છે એ જાણવા માટે એનું આ દફતર જેવું તેવું ઉપયોગી નથી. વિશેષ તો એટલા માટે કે નર્મદ ઘણો આપલક્ષી [Subjective] લેખક રહ્યો, એટલે એની કેટલીક જીવનકવન વસ્તુઓમાં આરસીની સ્વચ્છતા અને સ્પષ્ટતા છે. જમાને જમાને માણસનું મૂલ્ય બદલાય છે. એક જમાનામાં જે વીર લાગતો હોય તે બીજા જમાનામાં ભીરૂ લાગે છે. માનવપ્રકૃતિ એટલી ચંચળ છે કે કેવળ સમય-મૂર્તિઓને એણે પહેરાવેલી યશકલગી એક દસકો જતાં તો ઝાંખી પડી જાય છે. સમાજ સાગરે કેટલાંય માનવ બુદ્‌બુદ્ જોઈ નાખ્યાં: કેટલાંય જોઈ નાખશે: એના કિનારાના ખડક સાથે અથડાઈને કોઈક વિરલ જ જીવી શકશે.

ગુજરાતની સાહિત્યભૂમિએ ભક્ત નરસૈં જોયો. એ મૃત્યુ પામે તે પહેલાં એ ફરી જન્મ્યો. એણે કોઈ ધન્ય પળે લખેલાં પદો અમરત્વનો અંશ લઈને અવતર્યાં હતાં. એણે લખેલું 'વૈષ્ણવજન' ઘેર ઘેર ગવાયું. આજે નરસૈં જેટલો જીવતો છે, તેટલો એના જમાનામાં પણ જીવતો નહિ હોય. એણે પહેરેલી ભક્તકવિની યશકલગી જીવનની વધારે ને વધારે સૌરભ પ્રગટાવે છે. એ યશકલગીને સમય ઝાંખી

પાડે તે પહેલાં એના તેજથી માનવપ્રકૃતિ ઘડાતી જાય છે. નરસૈં એના જમાનાનો ભક્તકવિ હતો. આ જમાનાનો તો એક રીતે એ રાષ્ટ્રકવિ જેવો બની ગયો.[1]

ગુજરાતની ભૂમિએ પ્રેમાનંદ, શામળ ને દયારામને જોયા. પ્રેમાનંદની માણભટની પદવી કાંઈક ઝાંખી પડી. રાષ્ટ્રે મંથન કર્યું ત્યારે લાગ્યું કે, પ્રેમાનંદની કવિતા, ભલે સમયના પલટામાં જરા ઝાંખપ ધરે, પણ પ્રેમાનંદ અમર છે. કારણ કે નવા પ્રેમાનંદ વિના સભાશિક્ષણ શક્ય નથી અને યોગ્ય પણ નથી. નવા પ્રેમાનંદને ક્યાં મૂકવો તે હજી રાષ્ટ્રે નક્કી કર્યું નથી. પણ નવા પ્રેમાનંદ વિના રાષ્ટ્રને ચાલશે નહિ એ નક્કી છે. ઉત્તરાનો પતિ અભિમન્યુ, જે રણજંગ મરીને જીત્યો, તેને પ્રેમાનંદે ગાયો અને હજારો ગુજરાતણોએ સેંકડો અભિમન્યુઓને ગુજરાતના વણલખ્યા ઇતિહાસના મૂંગા પાળિયા બની જવા મોકલી આપ્યા. આજે રાષ્ટ્ર નવો પ્રેમાનંદ માગે છે. એની કરૂણગાની વિના ગુજરાતના કેટલા ય અભિમન્યુ સૈનિકને બદલે શાહુકાર બનવા જીવન વેડફી નાખે છે. પ્રેમાનંદ કવિ જાય છે, પણ એની ખાખમાંથી જન્મેલ એનું નવું સંકેતચિહ્ન રાષ્ટ્રને દોરવાનું સામર્થ્ય ધરાવે છે. પ્રેમાનંદ અમર છે. દયાપ્રિતમ હવે ટકશે? ઘડીભર લાગે છે કે નહિ ટકે. પણ નવો પ્રેમાનંદ નવા અભિમન્યુને મૂંગો સૈનિક થઈ દફનાઈ જવા મોકલશે, ત્યારે ઉત્તરાના કંઠમાંથી 'મારા સાવજશૂરા' કોણ બોલાવશે?—કોઈ દેશને સુંદરીઓ વિના ચાલ્યું છે? કોઈ સુંદરીને સંગીત વિના ચાલ્યું છે? ભારેખમ વિચારોને કાંઈ છંદમાં મૂકયે સુંદરીગીત બને?—એ તો મૃદુ-મૃદુ-શાળી રજનીની પ્રતિચ્છાયા જેવું મૃદુ ગીત, કોઇક કવિએ હમેશાં ગાવું જ પડશે. દયારામ હમેશાં રહેશેઃ સુંદરીઓ રહેશે ત્યાં સુધી તો ખરો જ. અને શામળ?—આ યુગ શામળની વાર્તાનો નથી, પણ વાર્તા વિનાની દુનિયા હોઈ શકે ખરી?—નવાસ્વરૂપે શામળ પણ

૧ 'વૈષ્ણવજન'નું ગીત દરેક રાષ્ટ્રસેવીએ ગાયું છે.

રહેશે. યાંત્રિકયુગને શામળ વિના ચાલવાનું નથી.

ગુજરાતની ભૂમિએ ધીર દલપતરામ અને વીર નર્મદને પણ જન્માવ્યા. આજે નર્મદનો નવો આંક પ્રજાએ કાઢ્યો છે. એક રીતે ગણો તો નર્મદ[1] આજે જીવતો છે, એટલો એના જમાનામાં જીવતો હતો ? એને સમયમૂર્તિ કહેવામાં આવે છે, પણ એ નથી સમયમૂર્તિ નથી યુગપ્રતિનિધિ, નથી યુગદ્રષ્ટા, નથી સ્વપ્નશિલ્પી–એ તો છે હરેક યુગનો સૈનિક. હરેક યુગનો સેનાની. હરેક યુગનો તરુણ.

નર્મદની યશકલગીમાં જેટલાં સામયિક રત્નો હતાં એ સઘળાં આજે ઝાંખાં પડી ગયાં છે. અને છતાં નર્મદની પોતાની યશકલગી વધારે ને વધારે તેજસ્વી બનતી જાય છે. આ વિરોધાભાસનો પ્રત્યુત્તર સ્પષ્ટ છે. નર્મદ કવિ વિસરાઈ જવા આવ્યો છે. નર્મદ લેખક–ધૂળધોયાને માટે પ્રાચીનભંડારમાં ઠીક દેખાય છે. નર્મદ કોશકાર–આજનો જમાનો એને લેખશે પણ નહિ. નર્મદ સાહિત્યકાર–ગઈ સદીનો પ્રતિષ્ઠિત પુરુષ–આજે ઓળખાણ વિનાનો લાગે છે, નર્મદ સુધારક–એટલો આકર્ષક રહ્યો નથી. પણ નર્મદ જુવાન હજી પણ આકર્ષક છે. વીર નર્મદ અમરયૌવનના પ્રતીક રૂપે છે. અને જ્યારે યુવકોની પ્રવૃત્તિ દેશભરમાં નવું સ્વરૂપ લે છે, ત્યારે નર્મદ જેવો જુવાનીનો, જંગનો અને જીવનસંગ્રામનો બીજો સમર્થ સેનાની સાહિત્ય સૃષ્ટિમાં શોધવો મુશ્કેલ છે. નર્મદની મહત્તા–એના આ અપ્રતિમ વ્યક્તિત્વમાં રહેલી છે. નર્મદ આજે ફરીથી જુવાનોની પ્રવૃત્તિમાં જીવી રહ્યો છે. 'યા હોમ'નું નવું રૂપાંતર 'સર જાવે તો જાવે' છે. જદુનાથને કરેલો નર્મદનો એકાકી પડકાર આજે ફરીને ધર્મપ્રવૃત્તિને આહ્વાન કરે છે.

નાગરસાક્ષર થતો મટીને, જુવાન નર્મદ ગુજરાત વીર શી રીતે

---

૧ 'શંખનાદ સંભળાયે ભૈયા, શૂર પુરુષને તેડુ હો !'

આ અને એવાં બીજાં અનેક રણગીતો અત્યારની પ્રજાના આનસનો પડઘો કેટલો આબેહુબ રીતે પાડે છે ! એ રીતે જોતાં ગુજરાતનો પહેલો રણકવિ નર્મદ આજના જમાનામાં વધારે આકર્ષક નથી લાગતો ?

બન્યો એ એક કોયડો છે. સાધારણ રીતે ગુજરાતની ભોં અશક્તિ-માનની અહિંસા જેવી ભોળી અને સપાટ ખેતર જેવી સીધી સાદી છે. એમાં જીવનસંગ્રામની ભાષા પણ અસ્થાને ગણાય છે. ગુજરાતના સગવડીયા સંઘમાં ભળીને સુધારાનાં અનેક ભાષણો, સંસ્થાઓના જન્મ, માસિકોના જન્મ, સભાઓના જન્મ—એ સઘળી પ્રવૃત્તિમાં ઓતપ્રોત થઈ, વિવેકી સગવડીયો ધર્મ સાચવી, વાણિયાશાહી સાહિત્યસર્જનને બદલે, એકાકી સંગ્રામની કલ્પના આ વીરપુરુષને શી રીતે ઉદ્ભવી એ એક કોયડો છે. સુધારાના મહારથી થયા પછી જે ઘડીએ વિચારો ફર્યાં તે જ ઘડીએ તડ ને ફડ કહી દેવાની અગુજરાતી વૃત્તિ એનામાં ક્યાંથી આવી એ એક કોયડો છે. ડાહ્યા વ્યવહારપટુ નવલરામનો ઉપદેશ ઠોકરે મારી 'ધન ધન કરસનદાસ' લખી, અકિંચન કરસનદાસને ન છોડવાનું યૌવન ભીખારી નર્મદમાં ક્યાંથી આવ્યું એ એક કોયડો છે. નર્મદની યશકલગી આ અણઉકેલ્યાં કોયડાને લીધે વધારે ને વધારે ભવ્ય થતી જાય છે. એ રખડુ હતો. બાવા કિસનદાસનો લહેરી મિત્ર હતો. કદાચ એણે કલમનું શરણું લીધું તેમાં એની ઇચ્છાશક્તિ કરતાં સુરતી લહેરીપણું વધારે કારણ-રૂપ હશે, કદાચ એની કીર્તિના અનેક ડાઘને નવલરામે વિવેકી શબ્દોના સંભાર નીચે છૂપાવી રાખ્યા હશે, પણ ' રે ગુજરાતીઓ, હું નર્મદ આવો હતો '—એમ બેધડક કહેવાની અગુજરાતી યૌવનવૃત્તિ શાણી, રાજખટપટી, નાગરી નાતના આ જુવાનમાં ક્યાંથી આવી એ એક કોયડો છે.

નર્મદજીવનમાં આટલા બધા કોયડા હતા, માટે મધ્યમમાર્ગના ઉપાસક ડાહ્યા ગુજરાતીઓએ એને ભૂખે માર્યો. એ કામ ગુજરાતની ડાહીબુદ્ધિને અનુરૂપ જ હતું. બાપદીકરી ભેગાં બેસીને વાંચી શકે એવી કવિતાને બદલે 'સલામ રે દિલદાર'ના કવિતા લખનાર માણસ માટે ગુજરાતમાં સ્થાન ન જ હોય. આજ પણ ગુજરાતીઓ સ્ત્રીઓની શરમ-આબરૂને છૂપાવવા અનેક અનાથાશ્રમો ચલાવે છે. આજ પણ

ગુજરાતીઓ શરીરશૃંગાર કરતાં શબ્દશૃંગારને વધારે ધિક્કારે છે. આજ પણ ગુજરાતીઓ વિષય ભોગવવાથી નહિ, વિષયની વાતો કરવાથી આબરૂ જાય છે એમ માને છે. આવી ડાહી પ્રજા નર્મદને થોડીઘણી ભૂખે મારે એ તો એના અહિંસક સ્વભાવને લીધે એમ બને, બાકી તો નર્મદને આમલીરાનના મકાનમાં જીવતો જ બાળી મૂકે.

નર્મદ આજે એક કલાકને માટે ફરી જન્મે તો ગુજરાતીઓ એની જયંતિ ઉજવવી પડતી મૂકી એને પથરે પથરે મારે. એ તો ભૂતકાળનો આદમી થયો છે માટે મૂર્તિપૂજક પ્રજાને જરા મોહ લાગે છે. અને આજ પણ કોઈ નવો નર્મદ હોય તો નવા ગુજરાતીઓ એને એજ રીતે ભૂખે મારવાના છે. ગુજરાતીઓ પોતાનું ડહાપણ તજીને કોઈ પણ સંસ્કારસ્વામીને ભૂખે માર્યા વિના એમ ને એમ જવા દેવાના નથી. ગુજરાતે દયાનંદને દેશવટો ન દીધો?—હાજીમહમ્મદને હણી ન નાખ્યો? ગુજરાત એક અને અદ્વિતીય છે – ખાસ કરીને સંસ્કારસ્વામીઓને હણવામાં. ગુજરાતના સંસ્કાર સ્વામી થવું એ કાંઈ બચ્ચાંના ખેલ નથી.

અને નર્મદે ગુજરાતના સંસ્કારસ્વામી થવાની મહત્ત્વાકાંક્ષા સેવી માટે એને 'ધીર ધર'નું કાવ્ય લખવું પડયું.

નર્મદની ખરી વિજયગાથા એના પ્રયત્ન અને પુરુષાર્થમાં છે. નવલરામે વર્ણવેલો 'નર્મદાશંકરી' જોસ્સો એ કેવળ આવેશી જુસ્સો ન હતો. એ તો પોતાની જીવનશુદ્ધિ કરીને જેણે જીવનસંગ્રામમાં ઝૂકાવવાનું બીડું ઝડપ્યું હતું એવા નર્મદનો જુસ્સો હતો.

નર્મદ કવિતા — લગભગ પંદર રૂપિયાની કિંમતથી બહાર પાડેલો આ સંગ્રહ નર્મદ — કવિના દસ અગિયાર વર્ષના કાવ્યોનો સંગ્રહ છે. એમાં મહાકાવ્ય.[1] રવીકાવ્ય.[2] વાર્તાઓ.[3] અપવાગ્રહ[4] ધર્મ, નીતિ, શિક્ષણ, સમાજ, ઈતિહાસ[5] અને સુધારાના રણ-

---

૧ વીરસિંહ ૨ રૂદનરસિક ૩ વજેસંગ: ચાંદળા; વ[illegible] વગેરે. ૪ ઠરાવ આપ્યો છે તે ૫ હિંદુઓની પડતી.

સંગ્રામની કવિતાઓ, ગરબીઓ, અને સામયિક કાવ્યો સઘળાંનો સમાવેશ થાય છે. ૧-૧, ૨-૨, ૩-૩ એમ એણે પોતાના કાવ્યોની વર્ગ તુલના પણ કરી છે. એના જમાનામાં એ કાવ્યો ઘણાં વખણાયાં હશે,[૬] છતાં આજે નર્મ કવિતા, કવિતા, તરીકે જેટલી પ્રસિદ્ધ નથી, તેના કરતાં વધારે એની **પ્રસ્તાવનાથી** પ્રસિદ્ધ છે. નર્મદ માનવનો, નર્મદકવિ ઉપરનો આ વિજય ખરેખર નોંધવા જેવો છે. નર્મદે પોતે પોતાને પ્રેમાનંદના પ્રમાણમાં અધિક માનેલ એ સૌને ખબર છે. આજે નર્મ કવિતામાંથી ચૂંટી કાઢેલાં કાવ્યો સારાં મળી શકે તેમ છે. પણ નર્મદકવિ કરતા નર્મદ **માનવ** મોટો હતો એ એની પ્રસ્તાવનાએ સિદ્ધ કર્યું—અને એ જ ખરું રહ્યું.

સમકાલીન પ્રશંસાઓ ને પક્ષપાત ભરેલી તુલનાઓ[૭] ભૂલાઈ ગઈ. સમકાલીન નિંદાઓ ભૂલાઈ ગઈ. રહી ગય એના પ્રયત્નની વિજયકલગી જેવી માત્ર અર્પણ પત્રિકા—જે રહેવાનું ભાગ્યે જ કોઈએ માન્યું હશે.

---

૬ હોમરના ૧૦૦ ગુણ લેતાં નર્મદની સાક્ષર મંડળીમાં ગુજરાતના કવિઓની તુલના આ પ્રમાણે થઇ છે.

| | પ્રેમાનંદ. | નર્મદ. | દયારામ. | સામળ. |
|---|---|---|---|---|
| નવલરામે આપેલા માર્ક : | ૬૦ | ૬૦ | ૩૫ | ૨૦ |
| વિજયશંકરે ,, ,, | ૬૦ | ૬૦ | ૪૦ | ૩૦ |
| નર્મદે પોતે ,, ,, | ૬૦ | ૭૦ | ૪૦ | ૩૦ |

૭ પોતાના સમયના પુરૂષનું માપ કાગ કાઢવાનું અઘરૂં છે તે સમયે પ્રગટ થતા 'ગનેઆન. પરસારક'— પુ. ૨ જુ અંક ૬. જુલાઇ ૧૮૫૦—અને તે પછીના અંકોમાં તે સમયના મનસુખ કવિનો 'ગંજ-નામા' ગ્રંથ નર્મકવિતા કરતાં કેટલો શ્રેષ્ઠ છે તે બતાવ્યું છે. આ બેમાંથી કોઈને ગંજનામાને કે મનસુખને—કોઈ ઓળખતું નથી. પણ 'ગુજરાતી ભાશાને નરતી તન અરચનો' લખનાર જ્ઞાનપ્રકાશના મતનું વજન કેટલું તે વગર કહે સમજાય તેવું છે. નવલરામ ભાઈ જેવા વિવેકી વિવેચકને પોતાની 'પંડિત બુદ્ધિ' નર્મદની 'જનબુદ્ધિ' કરતાં શ્રેષ્ઠ વાગેલી!

એટલા માટે એમ કહેવું વધારે પડતું નથી કે નર્મદની ખરી મહત્તા એની કૃતિઓમાં નથી—પરંતુ એના નિખાલસહૃદયથી કરેલા પ્રયત્નોમાં [૮] છે.

નવલરામે વિવેચન કર્યું છે—અને તે પછી એક ભ્રમ ચાલ્યો છે કે નર્મદાશંકર એટલે જોસ્સો. — પણ નર્મદાશંકરી જુસ્સો — —એ ઘડીભરનો આવેશ નથી — જન્મથી મળેલ 'પ્રેમશૌર્ય'ના આવિર્ભાવનો જ એ અંશ છે. નર્મદજીવનના દરેક પ્રસંગને બરાબર તપાસી જોશું -- તો ભલે, એમાં કોઈ વખત અભિમાન વેગ ને ઉચ્છૃંખલતા — આવી જાય છે, છતાં એકંદરે નર્મદજીવનનો પ્રવાહ જેટલો વેગવાન છે એના કરતાં વધારે ઠંડીતાકાત ધરાવનારો છે.

એની ઠંડી તાકાત — ખરી રીતે તો પ્રેમ માટે સાહસ અને શૌર્ય — 'પ્રેમશૌર્ય' — '[૯]નર્મકોશમાં ટોચે પહોંચે છે. નર્મદની — પિંગળ માટેની શોધ અને પુનામાં શાસ્ત્રી પાસે જવું — ત્યારથી જ એના આવેશ પર એક જાતની ઠંડી શક્તિનો પ્રતાપ દેખાય છે દયારામના કાવ્ય સંગ્રહ વિષે લખે છે : 'ડભોઈ જઈ એના પુસ્તકો આણવાને હું સને ૧૮૫૯માં વડોદરે ગયો હતો. પણ એનો શિષ્ય રણછોડ તે વખતે વડોદરે હતો માટે હું તાંહાં જ રહ્યો ને

૮ નર્મદની સાચી તુલના કરવા માટે એના ખાનગી પત્રો અને નર્મકવિતાનું અત્યંત સૂક્ષ્મ અવલોકન કરવું જોઇએ. રૂદનરસિક પરની આ નોંધ વાચ્યા પછી નર્મદ વિષેનો ખ્યાલ વધારે વિશદ બને છે. એ નોંધ આમ છે: મને પડતી હાલતમાં આવેલો નાયક લેવો ઘણો ગમે છે. માટે મેં મારા નાયકનું નામ રૂદનરસિક રાખ્યું છે. ખુબી કરવાં ડાઘ બતાવવા ' વગેરે.

૯ પ્રેમશૌર્ય શબ્દ મધ્યકાલીન યૂરપનીchivalry માટે યોજાયો છે એ મત માટે શું સમર્થન છે એ અત્યારે યાદ નથી માટે લખી શકાય તેમ નથી; છતાં નર્મદ કવિતામાંથી લીધેલ આ લીંટીઓ સૂચક લાગશેઃ

પ્રેમ થકી છે શૌર્ય, શૌર્યથી પ્રેમ મચે છે,
સ્વર્ગ મૃત્યુ પાતાળ પ્રેમ શૌર્ય દીપે છે.

પછી તેને મળવા ગયો. તે મને ઓળખતો નહોતો તેથી મને ઘણો લાભ થયો કે મેં પુરા ભાવિક થઈ જઈ ને થોડું દ્રવ્ય આપી બે ત્રણ દહાડા લાગી રણછોડને મોડે દયારામની તમામ હકીકત સાંભળી લીધી. મેં પણ કહ્યું હતું કે હું પણ થોડી થોડી કવિતા કરૂં છું. પછી એ મુંબઈ આવ્યો ત્યારે . . મેં કહ્યું હતું કે રણછોડભાઈ, તમે દયારામનાં તમામ પુસ્તકો છપાવો. પણ તેણે તે વાત ઉડાવી દીધી . . એ ઠેકાણે ઠેકાણે ગાય તાંહાં મારા શિષ્યો ખૂણામાં બેસીને છાનાં છાનાં લખ્યા કરે. જો કે દયારામને અમર કરવામાં હું તને મને ઘને ઘણો ઘસાયો છું ને મેં જેટલો કાળ કાહાડયો તેટલો કાળ મારાં પુસ્તકો લખવામાં કહાડયો હોત તો મને વધારે માન હતું, પણ લોકને એક મોટા રસિક કવિનું પુસ્તક આપ્યું છે એથી હું ઘણો સંતોષ માનું છઉં.'

૧૮૫૯માં લખાયેલા આ શબ્દોને ચૌદવર્ષ પછી ૧૮૭૩માં લખાયલા 'નર્મકોશ' ના આ શબ્દો સાથે સરખાવતાં ઠંડી તાકાત એ કેવી રીતે કેળવી રહ્યો હતો તે સ્પષ્ટ થશે: 'નર્મકોશ'માં આ શબ્દો છે: 'વ્યવહાર પક્ષે જો કે હું મારું બાહ્ય સ્થિતિ પરત્વે કાંઈક સંકોચિત છું તો પણ અન્તરસ્થિતિ પરત્વે વિદ્યાર્થીના મહેચ્છાનન્દનો ને તરુણયોદ્ધાના પ્રફુલ્લ આનંદનો લાભ પામ્યો છું.'

પણ જેમ એકલે હાથે પ્રયત્નના આનંદની ખાતર એ ઠંડી-તાકાત કેળવી શકયો છે, તેમ જ એકલે હાથે ઝઝુમવું પડે તો ઝઝુમવાનો જુસ્સો પણ નર્મદમાં છે — અને એની આ રીતભાતે એના વ્યક્તિત્વમાં રહેલી ઊંચા પ્રકારની ઠંડીશક્તિ ઉપર એવું ધુમ્મસ પાથર્યું છે — કે કેટલાકને નર્મદની પ્રતિમા દેખાવાને બદલે એકલું ધુમ્મસ જ દેખાય છે. અને તેથી નર્મદ એટલે ઠંડીશક્તિ, એમ માનવાને બદલે નર્મદ એટલે વેગ એમ માનવા પ્રેરાય છે. ડાંડિયાની શરૂઆત નર્મદે આમ કરેલી: 'મેં તરેહ તરેહવાર આદમીઓ જોયા

છે. પંડિત સાથે, મુરખ સાથે, નીતિમાન સાથે, અનીતિમાન સાથે ભલા અને ડાંડ—ડાંડગા—ડાંડિયા લોકો સાથે મારે ઝાઝો પ્રસંગ પડેલો છે. પૈસાદાર ગરીબ ઘરોમાં ફરી વળ્યો છઉં. ગાડીઘોડે બેઠો છઉં. જંગલોમાં ચાલ્યો છઉં—સાહેબી ને વેઠ કરી છે . . વગેરે.'

અંદર એક જગ્યાએ છે. 'હમારા ઉપર લાઇબલ આવવાનો હતો પણ એ દહાડો ક્યાંથી કે હાનરેબલ મામલતદાર, ફોજદાર, તીજોરર, મુનસફ, ડીપુટી વકીલ, સાહુકાર મુનીમ મહેતા ને ડાંડિયાઓ —એકે જ મામેરામાં મ્હાલત ?' 'હમે કેદમાં જઇએ (કેદમાં મોકલાવીએ તેવા છૈયે) તો પણ હમે હમારી ખરી તલવારને હાથ કરયા વગર રહેવાના નથી. આજકાલ તો છોકરાઓ સહુને ડરાવે તેવા છે.' હવે આની સાથે જદુનાથ મહારાજ સામે પુનર્વિવાહવાદ કરવા જતા નર્મદનું આ વાક્ય વિચારો; 'આ હેંડબીલ (નર્મદે વાદ માગ્યો તેનું) નીકળ્યા પછી મારા સાથીઓ મને ઘણું બીવડાવતા હતા ને મારી મશ્કરી કરતા હતા ને કહેતા હતા હમે તમારી સાથે નહિ આવીયે' હું કહેતો કે 'દીયર ઉપર શું દીકરી જણવી છે ? જાઓ જાઓ બાયલાઓ, હું એકલો[1] જઇશ.'

એમ નથી લાગતું કે નર્મદ સેનાની પણ છે ને સૈનિક પણ છે—એકલો ઠંડી વિચારણા કરીને ધાર્યું પાર ઉતારવાની શક્તિ પણ ધરાવે છે. ને યુદ્ધમાં ઘૂમવાની તાકાત પણ ધરાવે છે. નહિતર તો આ બેદરકારી ક્યાંથી — જૂઓ નર્મગદ્યની આ પ્રસ્તાવના 'આ સંગ્રહ મેં મારે માટે જ છપાવ્યો છે પછી લોકો એનો લાભ લો તો લો' — અને નર્મકોશની સહાયતા માટે થયેલા પત્રવ્યવહારનું આ વાક્ય 'શ્રીમંત લોકને બુજ હોય નહીં. નામને માટે મદદ કરે ને તે વળી ચાપા ચીપથી — આ શો ગજબ !'

---

૧ નર્મદે મેવાડનો ઇતિહાસ લખવા મેવાડની મુસાફરી કરેલી.

૧ અને બન્યું પણ એમ જ. સુધારા તરફથી જનાર છ જણ હતા. સુધારા પ્રત્યે નર્મદને કાંઇક અણગમો થયો એમાં આ એક કારણ હતું. સુધારાવાળાની પ્રેમશૌર્યવિહીન નીતિ.

હવે આની સાથે સરખાવો :

'છેડલે બાંધ્યાં વ્હાલીડા ડુંગળી રોટલા
ચપટીમો બાંગ્યની સુંઘે ના હો લી યા !'

એમ નથી લાગતું કે પૌંઆ દૂધને બદલે કદાચ નર્મદ ડુંગળી ને રોટલા ઉપર જીવત પણ જીવનસંગ્રામનો આનંદ તો કદી ગુમાવવાનું પસંદ ન જ કરત.

એ આજન્મ સૈનિક હતો. એનામાંથી ગમે તેવા પ્રલોભન સમયે પણ સૈનિકનો આનંદ ગયો નથી. નવલરામે જેને મોહનિદ્રા કહી છે તે સમયે પણ એનો એક દીપક તો ટગુ ટગુ બળતો જ હતો. એને કાંઈનું કાંઈ કરી નાખવાનું મન થતું. એનું જીવન એ સૂત્ર ઉપર જ નભ્યું છે. જે વખતે આખું મુંબઈ ગાંડું થયેલું – ને સુરતી ઘોતેરાનું રૂ, ૧૨૦થી ૭૦૦ ઉપર ગયેલું–તે વખતે પ્રેમચંદ રાયચંદના સાર્વભૌમત્વને ન ગણકારનાર એક નર્મદ ! પ્રેમચંદના પટાવાળાને ૩૦૦–૩૦૦ રૂપિયા લાંચ આપીને મળવા દોડાદોડી થતી, જેના કબજામાં સિત્તેર તો બેંકો હતી, જેનું નામ હરકોઈને ઘડીના છઠ્ઠા ભાગમાં તાલેવાન બનાવી દે– તે પ્રેમચંદના શેરસટ્ટાના કાગળિયાના કનકવા કરવાની હિમ્મત કાંડિયો ધરે. 'રણમાં પાછાં પગલાં ન કરવા વિષે'નો નિબંધ ત્યારે વંચાયેલો–ખાસ કરીને કનકની મોહિનીમાં પડેલા મિત્રોને પાછા સાહિત્ય સમાજ તરફ ખેંચવા માટે. નર્મદનો આવેશ – એ ગાંડો આવેશ નથી– પણ સિદ્ધાંત ખાતર સર્વસ્વ હોમવાનું બળ બતાવે છે, એ વાત આ શેરસટ્ટાના ઇતિહાસમાંથી સ્પષ્ટ થાય છે. નર્મદે પહેલેથી જ આ કાગળના કનકવા થાશે એમ કહ્યું હતું ! અને બેકબે કમ્પનીનો પાંચ હજારનો પંચાવન હજારમાં વેચાયલો શેર પાછળથી તો પચાસ પણ ભાગ્યે જ ઉપજાવતો ! નર્મદે એ આગાહી પહેલેથી જ કરી હતી. ને પોતે પોતાના સિદ્ધાંતમાં અચળ રહીને સાહિત્ય– સમાજની સેવા કરવામાં જ વખત ગાળ્યો.

નર્મદ આજે પણ તરુણ યોદ્ધા તરીકે જીવે છે. એનો જીવન-

સંદેશ યુદ્ધનો છે. એણે જે જે કામ શરૂ કર્યાં–મહાકાવ્ય, વીરકાવ્ય, રણગીતો, નિબંધો, જીવનચરિત્રો, ઇતિહાસ, કવિચરિત્રો, રાજકારણ, શબ્દકોશ — એ સઘળાં, આજે સો વર્ષ પછી અધુરાં જ પડ્યાં છે. નર્મદની સ્વપ્નસૃષ્ટિ કોઈ ગુજરાતીના દિલમાં ઉતરે, અને કેવળ સાહિત્ય ઉપર જ નિર્વાહ કરવાનું આધુનિક સાહિત્યકારો માટે શક્ય બને — તો જ એ સ્વતંત્રતામાંથી મહાકાવ્ય જન્મ પામે. અથવા તો તરુણયોદ્ધાના આનંદથી સ્વપ્નજીવન જીવવાની ધગશ ગુજરાતના એકાદ સમર્થ સાહિત્યકારમાં જન્મે તો એના ખૂનથી ગુજરાતની ધરતી તો રંગાશે — ગુજરાતીઓ કદાચ એના મરણ પછી એક બે શોકસભા કરશે — પણ રંક ગુજરાતનું સાહિત્ય સમૃદ્ધ બનવાનું તો એ રીતે જ શકય છે. કોઈ વૃક્ષને છાણનું ખાતર જોઇએ છીએ, લીંબુડીને હાડકાંનું ખાતર જોઇએ છીએ, ગુલાબને મચ્છીનું ખાતર જોઇએ છીએ, મીઠી દ્રાક્ષને લોહીનું ખાતર જોઇએ છીએ, પણ સ્વતંત્રતા અને સાહિત્ય એ બન્નેને નરવીરોના માંસમેદનું ખાતર જોઈએ છીએ; આજે પ્રેમાનંદ, નમદ, હાજીમહમ્મદ એ બધા કોઇ જગ્યાએ ભેગા હોવાનું શકય છે કે નહિ તે ખબર નથી, પણ એવું શકય હોય તો કદાચ એ સઘળા અટ્ટહાસ્ય કરીને પોત પોતાના સમારંભો જોઇ રહ્યા હશે, અને નર્મદ તો બોલતો હશે કે ' રે અંધ ગુજરાતીઓ ! પુરુષને પૂજો છો, પણ એના પ્રયત્નનો એક અંશ તો તમારા જીવનસામર્થ્યથી શણગારો ! — ' નર્મદની છબીમાં દેખા દેતી પેલી વિવાદસૂચક અંગુલિ વખતે ઇંગ્લંડના કિનારા તરફ બર્નાર્ડ શૉને બતાવી રહી હશે : એમ કહેતી કે ' આ જોયો ? — છે એવી નિર્ભયતા તમારામાંથી કોઇમાં ? '

## 'ધૂમકેતુ'ની 'યુગદર્શન ગ્રંથમાળા' ●

[ એમાં પ્રગટ થયેલાં પુસ્તકો અને પુસ્તિકાઓ ]

❖ **નવલિકા સંગ્રહ**

તણખા
તણખા મંડળ બીજું
તણખા મંડળ ત્રીજું
તણખા મંડળ ચોથું
પ્રદીપ
અવશેષ
ત્રિભેટો

❖ **નવલકથાવલિ**

રાજમુગટ
પૃથ્વીશ
અજિતા
પરાજય
મલ્લિકા
વાચિનીદેવી
ચૌલાદેવી
રાજસંન્યાસી
કર્ણાવતી
રાજકન્યા
જયસિંહ સિદ્ધરાજ [૧]
સિદ્ધરાજ જયસિંહ [૨]

❖ **મનોરમ ચિંતન ગદ્ય નિબંધાવલિ**

રજકણ
જલબિંદુ
સર્જન ચિંતન
પગદંડી
પાનગોષ્ઠિ
ઠંડી ક્રૂરતા ને બીજાં નાટકો
હેમચંદ્રાચાર્ય

❖ **નાની પુસ્તિકાઓ**

પડઘા
પડછાયા
ભીલકુમાર એકલવ્ય
વીર વનરાજ
નરકેસરી નેપોલિયન
હુએનસંગ
રજપૂતાણી ને બીજી વાતો
વીરાંગના ને બીજી વાતો
આનંદરાત્રિ ને બીજી વાતો

ધૂમકેતુની 'યુગદર્શન ગ્રંથમાળા'

## જીવનચક્ર

શ્રી ધૂમકેતુનાં સંસાર, સમાજ અને સાહિત્ય ઉપરના ચિંતન લેખોનો અભિનવ સંગ્રહ

**સવા રૂપિયો**

## સર્જન અને ચિંતન

શ્રી ધૂમકેતુની શૈલીનાં ઉચ્ચત્તમ શિખરો નિહાળવા માટે આ પુસ્તક જોઈ જવું જોઈએ. 'સેનાની નર્મદ' જેવા લેખો એમાં પ્રગટ થયા છે.

**૨૫૬ પૃષ્ઠ　　બે રૂપિયા　　પાકું પૂંઠું**

## ત્રિભેટો

નવી વાર્તાઓના આ સંગ્રહ વિશે કાંઈ વિશેષ કહેવાપણું હવે રહ્યું નથી. **ત્રણ રૂપિયા**

## રજકણ

શુભ પ્રસંગે ભેટ આપવા લાયક, અત્યંત મનોરમ શૈલીમાં લખાયલાં સુંદર સચિત્ર વિચાર મૌક્તિકોનું પુસ્તક

**બે રૂપિયા**

## જલબિંદુ

ધૂમકેતુની જલબિંદુની ગદ્યશૈલી ગુજરાતી સાહિત્યમાં હજી સુધી અજોડ રહી છે. એમાં વિરલ પ્રસંગનું મનોરમ નવલિકા જેવું રૂપાંતર પામેલું ભાવનાશીલ સુંદર ગદ્ય છે.

**ત્રણ રૂપિયા**

## પગદંડી

પ્રવાસવર્ણનોનું આ પુસ્તક વાંચનાર ઘડીભર પોતાનું સ્થળ ભૂલી ગિરનાર, નૈનિતાલ, દાર્જિલિંગ, હિમાલય, નર્મદાના આરસપહાડો, ભુવનેશ્વરમાં વિહરે છે. ચિત્ર ફોટો ત્રીસ.

**બે રૂપિયા**